

સાહિત્યમાળા—

પુષ્પ ચોથું.

# કવિ-વાણી.

## (નર્મદ અને શામળ)

ભાગ ૨ જો.

---

(શાર્દૂલ)

જેવો આ ગુજરાત દેશ સહુમાં, શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિ શ્રેષ્ઠ [illegible] છે, [illegible] જાયે કહ્યો;
એવા દેશની [illegible] ગિરા ગુણવતી, નામે મહા ગુર્જરી,
વાધો તે સુખી [illegible] ગુણ[illegible], જે [illegible] વાંછો હરિ.

પ્રેમાનંદ.

---

પ્રકાશક,

શ્રી વીલે પારલે સાહિત્ય સભા તરફથી,

મંત્રી, ગોકુળભાઈ દોલતરામ ભટ્ટ.

---

(પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦)

મૂલ્ય ૦–૫–૬



સાહિત્યમાળા—

પુષ્પ ચોથું.

# કવિ-વાણી.

## ( નર્મદ અને શામળ )

### ભાગ ૨ જો.

( શાર્દૂલ )

જેવો આ ગુજરાત દેશ સહુમાં, શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારૂતર છે, બ્રહ્મે ન જાયે કહ્યો;
એવા દેશની જે ગિરા ગુણવતી, નામે મહા ગુર્જરી,
વાંધા તે સુરસે હસે ગુણગણે, જો પ્રિય વાંછો હરિ.

પ્રેમાનંદ.

પ્રકાશક,
શ્રી વીલે પારલે સાહિત્ય સભા તર્ફથી,
મંત્રી, ગોકુળભાઈ દોલતરામ ભટ્ટ.

( પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦ )
મૂલ્ય ૦-૫-૬

આ પુસ્તક મુંબાઈ નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે, અને શ્રી વીલે પારલે સાહિત્ય સભા તર્ફથી નં. ૪૧ વેસ્ટ વીલે પારલેમાંથી મંત્રી ગોકુળભાઈ દોલતરામ ભટ્ટે પ્રસિદ્ધ કર્યું છે.



# પ્રકાશક તરફથી.

ચોથા પુષ્પના ખીલવાનું કારણુ એનાં પહેલાનાં જેવુંજ છે.

પ્રેમશૌર્ય અંકિત કવિ નર્મદાશંકર અને કવિ શામળ ભટ્ટની કૃતિમાંથી ચૂંટાયેલા કાવ્યો મુખ્યપણે આ ભાગમાં વિરાજે છે.

આ કાર્યમાં અમને ભારે ઉત્સાહ આપનારમાંના એક તે ભાઈશ્રી મણિલાલ ઇચ્છારામ દેસાઈ છે. કવિ નર્મદાશંકરનાં આ ભાગમાં આવતાં કાવ્યો પ્રકાશિત કરવાની તેમણે પરવાનગી આપી એ બદલ ખરેખાત તેમને ધન્યવાદ ઘટે છે. અમે તેમનો ઉપકાર માનીએ છીએ.

આર્થિક મદદ આપનારની નોંધ નથી ભૂલાતી.

આ ભાગ રાષ્ટ્રીય શાળાના ગુજરાતી છઠ્ઠા ધોરણુ માટે તૈયાર કરેલ છે. આશા છે કે અન્ય સંસ્થાઓ પણુ આ કાર્યને વધાવી લેશે.

પાઠક ગણુ! આપની આંખે ચઢતી ત્રુટીઓ અમને જણાવવા કૃપા કરશો. પુનરાવૃત્તિ દોષરહિત પ્રકટ થાય એવો પ્રયાસ કરીશું. કાવ્ય દેવીને પ્રણમી સમાપ્ત કરીશું—

ઉભેલાં તુજ દ્વાર માત સહુએ, હેતે કરી વંદીએ,
દેજે દર્શન દિવ્ય માત અમને, પ્રીતે અમે યાચીએ;
સ્વીકાર્યું શુભ કામ હોંશ થકી તો, તારા વિના શું થશે?
આપી બુદ્ધિ વિશાળ શુદ્ધ અમણી, ઉદ્ધારજે દાસને.

અસ્તુ.

૪૧, વેસ્ટ, વીલે પારલે,
પોસ્ટ અંધેરી, થાણા.
શ્રી શાંકર જયંતી
તા. ૨–૫–૨૨.

લિ. સેવક,
ગોકુળભાઈ દોલતરામ ભટ્ટ,
મંત્રી,
શ્રી વીલે પારલે સાહિત્ય સભા.

વિલે પાર્લે અથવા "વીરનાં પારણાં" એ મુંબઈમાં આજે થોડાં વર્ષ થયાં ઉત્તમ પ્રકારની સાહિત્યસેવા બજાવવાનો પ્રયાસ કર્યો છે ગુજરાતના કવિઓ અને લેખકોની જયંતીઓ ઉજવાયાના, તેમની કૃતિઓનો અભ્યાસ કરવા વર્ગ ઉઘાડેલા હોવાના, અનેક પર્વણીઓ રસિક રીતે ઉજવી બતાવાના પ્રસંગોનું વારંવાર વર્તમાનપત્રો-દ્વારા આપણા જાણવામાં આવે છે, અને એ સેવાને માટે આપણે જરૂર વિલે પાર્લેનાં ઉત્સાહી જનોના તરફ ઉપકારવૃત્તિ દર્શાવવી જ જોઇએ.

મુંબઈની રાષ્ટ્રીય શાળા ઉઘડી ત્યારે વિલે પાર્લેએ મુંબઈને તેના આચાર્યની અને બીજા પાંચ શિક્ષકોની તથા યથાશક્તિ વિદ્યાર્થીઓની ભેટ કરી અને આ વર્ષ જ્યારે વિદ્યાર્થીઓ તથા તેમનાં માતાપિતાઓ "કંઈ નવીન" અને "કંઈ ગૂજરાતી" ની બૂમ મારી રહ્યાં હતાં તથા ધનિક વેપારીઓ અમારી અમુક ચોપડી ન ખપે અગર નકામી થઈ જાય એવો ભય બતાવી રહ્યા હતા તે વખતે પણ બાલકોનાં મન રાખવા માટે વિલે પાર્લેની સાહિત્ય સભા તૈયાર થઈ. આ સેવા કેમ ભૂલાય ? સેવા તો ઘણા કરે છે પણ "ટાંકણે"—ખરી અણીને વખતે જે સેવા થઈ હોય તેનું મૂલ્ય જ થઈ શકતું નથી. વિદ્યાર્થીઓની તરસ છિપતી નહોતી તેને રણવગડામાં પાણી પાવાની પરબ બાંધી આપવા માટે એ સભાનો ઉપકાર જરૂર માનવો જોઇએ.

કવીશ્વર દલપતરામ, નર્મદાશંકર, શામળ અને આધુનિક કવિઓ તથા તેમના અનુયાયીઓમાંથી ચૂંટેલાં પુષ્પ અને કવિશિરોમણી પ્રેમાનન્દના રત્નાગારનાં રત્નો બાલકોને સુગમ્ય કરી એ સભાએ જે સેવા બજાવેલી છે તે સેવાની કદર ગુજરાતની બીજી સંસ્થાઓ પણ જરૂર બૂઝશે એવી મારી તેમને પ્રાર્થના છે.

૮—૫—૨૨. **ઉછરંગરાય કેશવરાય ઓઝા.**
આચાર્ય, રાષ્ટ્રીય શાળા મુંબઈ.

ૐ

## નર્મદાશંકર.

જે બોલે તે આચરે, દીનની વ્હારે ધાય;
દેશહિત જેને હ્રદે, માનવ તે કે'વાય.

કલમ કડછી અને બરછી માટે નાગર જાતિ મહદ ગુજરાતમાં તો શું પણ આર્યવર્ત આખાંમાંયે જાણીતી છે. ગુજરાતી ભાષાના આદિકાવિ ભક્ત નરસિંહ નાગર હતા; ફક્કડ અને રસીક દયારામ પણ નાગર અને નાગર તે આપણા નર્મદાશંકર.

જે શહેરે પ્હેલ વ્હેલો અંગ્રેજોને આશરો આપ્યો તે સુરત શાહેરમાં દવે લાલશંકર પુરૂષોત્તમને ઘેર નવદુર્ગાને કૂખેથી ભાદરવા સુદ ૧૦ ને શનિવારે ૧૮૮૯માં (૨૪-૮-૧૮૩૩) નર્મદાશંકર ગુજરાતનો ઉત્કર્ષ કરવા ઉગતા રવિ સાથે અને તે પેઠે આ પૃથ્વી વિષે આવ્યા. નાતજાતમાં લાલશંકરની કીર્તિ ઠીક જામેલી હતી, તેઓ સંસ્કૃત ભાષાના સારા અભ્યાસી હતા. તે વેળા શાળાઓ માટે શિલા છાપ પર પુસ્તકો છપાતાં ત્યા તેઓ માસિક રૂા. ૩૦ ના પગારે લખવાના કામપર હતા. કવિની માનું નામ રૂકિમણી પણ હતું. તેઓ માયાળુ, મળતાવડા સ્વભાવનાં, સુઘડ, ભણેલ ગણેલ, ગીતોનાં શોખીન હતાં. કવિ પોતે પોતાની મા વિષે આમ કહે છે, "એને પોતાનાં ગરીબ સગાંની ઘણી દાઝ હતી, ને વેળાએ વેળાએ તેઓને લુગડાં વિગેરે આપી મદદ કરતી. એ એકલી પડતી ત્યારે પોતાનાં મરી ગએલાં વાહલાંને સંભારી રડતી. એને પૂજા પાઠનું બહુ ગમતું કોઈ માગનારને ભીખ આપ્યા વિના પાછું કાઢતી નહિ."

આવા માતપિતાને હાથે ઉછરેલ નવીન કાર્ય કરી દાખવે તેમાં અચંબો પામવા જેવું કશુંય નથી. ન્હાનપણથીજ કવિને રમત ગમત ઉપર બહુ દિલ ન હતું. પિતા મુંબાઈમાં કામ કરતા હોવાથી નર્મદાશંકરનું ઘણુંખરૂં જીવન મુંબાઈમાં વીત્યું હતું. ગામડી નિશાળે

અભ્યાસ કરી સને ૧૮૪૫માં અંગ્રેજી શાળામાં તેઓ ભણવા બેઠા; તેમને સાહિત્યના ગ્રંથો ઘણા ગમતા, પણ અંકગણિત, બીજગણિત, અને ભૂમિતિપર ર્હેજ કંટાળો આવતો ખરો. આમ પાંચ વર્ષ સુધી આ શાળામાં રહી "મેટ્રીક" ની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ મહાવિદ્યાલયમાં (કોલેજમાં) તેમણે પ્રવેશ કર્યો. વિદ્યાભ્યાસમાં આગળ વધ્યે જતા હતા પણ આપણા સમાજની અમુક ઉન્નતિવિરોધક કુરૂઢીઓ કયાં સખણી બેસે એમ છે. કવિનાં લગ્ન તો ૧૮૪૪ માં થઈ ગયાં હતાં અને તેથી ૧૮૫૦ માં થોડાક મહિનાના મહાવિદ્યાલયના અભ્યાસ પછી અમુક કારણોને લીધે સૂરત જવું પડ્યું. તેજ વર્ષમાં તેમની માતુશ્રીનો કાળ થયો. મા દિકરાને આમ વિખૂટા પડવું પડ્યું. આ વેળા કવિનું વય સત્તરેક વર્ષનું હતું. ગદ્ધાપચ્ચીશીની અસર થવા મંડી. શું કરવું, અને શું ન કરવું, એવા અનેક તર્ક વિતર્કો ઉઠવા લાગ્યા અને મન ચગડોળે ચઢયું. વાચન તો ક્યાંથી ગમે? બીજા કામ ધંધામાં પણ સૂઝ કયાં પડે? સૂરતમાં નાનપરામાં નિશાળની નોકરી કરતા હતા તે પણ કમને. ૧૮૫૩ના અકટોબરમાં કવિ-પત્ની મરણ પામ્યાં અને કવિ પાછા મુંબાઈ આવ્યા. મહાવિદ્યાલયમાં દાખલ થયા પણ અભ્યાસમાં જોઈએ તેવું ઉંડું ધ્યાન અપાતું ન હતું. અંગ્રેજી ભાષાનો અને જ્ઞાનનો તેમને બહુજ શોખ હતો. આ કાળમાંજ તેમણે "જુવાન પુરુષોની અન્યોઅન્ય બુદ્ધિવર્ધક" સભા સ્થાપી; પોતે ત્યાં ભાષણો આપતા અને એમનું પહેલું ભાષણ "મંડળીથી થતા લાભો" પર હતું. આવી પ્રવૃત્તિ વચ્ચેથી તેમનું જીવન પસાર થાય છે. મુંબાઈ અને સૂરત વચ્ચે તેઓ રખડતા (ઘણી-વાર આવવું જવું પડતુ) નામાંકિત પુરૂષ થવાની લલુતા તો કયારનીએ તેમને ચોંટેલી હતી; પણ ગુજરાતી કવિતા બનાવવા તર્ફ તેમનું ધ્યાન ધીરાભગતનાં બોધપ્રદ પદો વાંચ્યા પછી ગયું. વૈરાગ્યવૃત્તિ અને કવિત્વ આ પદ દ્વારા પોષાયાં. પોતે પણ થોડાંક પદો રચ્યાં. પણ આથી તે આ મહાન આદમીને સંતોષ કેમ વળે? કવીશ્વર થવાનો અભિલાષ ઉદ્ભવ્યો અને તે પાર પાડવા સતત પ્રયાસો આરંભાયા. ગુજરાતી કવિઓનું સૂક્ષ્મ

અવલોકન કરવા લાગ્યા. પિંગળ, અલંકાર અને રસશાસ્ત્રનું યથાવિધિ જ્ઞાન સંપાદન કર્યું. પિંગળ (કવિતા બનાવવાની રીત)નો અભ્યાસ તો તેમણે મહાન મુશ્કેલીઓ વચ્ચે કર્યો. વિદ્યાર્થીના પ્રયાસ વિદ્યાપ્રાપ્તિ માટે કેવા હોવા જોઈએ તેનું સચોટ ઉદાહરણ એ નર્મદના જીવનનો આ ભાગ. કવિ થવાની સઘળી તૈયારીઓ થઇ ચુકી હતી. નોકરીમાં રહેલું દાસપણું નર્મશંકરને બહુજ કારમું જણાયું તેથી તેઓએ નોકરીનું રાજીનામું આપ્યું. આ પ્રસંગ યાદ રાખવા જેવો છે. જીવને અદ્‌ભુત પલટો ખાધો. કવિએ રાજીનામું આપ્યું અને બાકીનું આયુષ્ય શારદાસેવામાં ગાળવાનો દૃઢ નિશ્ચય કર્યો. કોઈના ગુલામ ન થવું એ તેમના રાજીનામાનો સાર. પોતે ઘેર આવી શું કહે છે તે જોઈએ, "મેં ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં ઝળઝળીઆં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છઉં" આ પણમાં રહેલી અભેદ્ય શ્રદ્ધા અને આ પ્રતિજ્ઞામાંના પુરૂષાર્થ ભણી કોણ ધન્યવાદના ઉદ્‌ગાર નહિ કાઢે?

બસ, હૈયે હતું તે બહાર આવવા લાગ્યું. સ્વતંત્ર રીતે તે ભ્રમવા લાગ્યા. પણ પ્રભુએ એક પ્રસંગ મેલ્યો કે જેના સંભારણા માત્રથી આંખમાં આંસુ આવે છે. કોઈના પર આધાર ન રાખવો, માત્ર સ્વકૃતિઓજ પોતાનું પોષણ કરે, એ તો ઘણું દુર્ઘટ કામ છે. આપણા કવિને ઘણા દિનો એવા પણ સાંપડયા કે જે દહાડે એકટાંણાં કરવાં પડતાં; પોતાનો ખર્ચ તો ઠીક, પણ તે સાથે સાથે બે કારકુનોનો પગાર, પોતે બંધાવેલ નવા મકાનનું ખર્ચ, આ સંધિ બાતોનો બોજો તેમને અસહ્ય થઈ પડયો. ઋણ ફેડવાનું હતું. અંતે ગોકુળદાસ તેજપાળ ધર્માદાખાતાના સેક્રેટરી તરીકે માસિક રૂા. ૧૦૦ના પગારદાર તરીકે તેમને નોકરી સ્વીકારવી પડી. કેવો હૃદયવેધક બનાવ!

સને ૧૮૮૬ના ફેબ્રુઆરીની ૨૫મી તારીખે તેમણે દેહ ત્યાગ્યો અને અચિર સુખદુઃખમાંથી મુક્ત થઈ વૈકુંઠવાસ વસવા ચાલ્યા ગયા.

અત્યાર સુધી તો આપણે કવિની સાધારણ જીવનચર્યા જાણી. દલપતરામને કવીવરનો ખિતાબ સરકાર પાસેથી મળ્યો પણ નર્મદાશંકરને લોકોએ કવીવરની ઉપાધિ બક્ષી તેમણે કવિતામાં નવીન પદ્ધતિ દાખલ કરી હતી તેઓ ગુજરાતી સાહિત્યના નવીન યુગના એક સ્થાપક હતા. સભારંજની કાવ્યો લખવા તર્ફ તેમને બીલકુલ રુચિ ન હતી. પોતાના અંતરનાદો કવિતા રૂપે બહાર કાઢતા. મસ્ત હતા; તેમનાં અમુક પદો તેમની કવિ તરીકેની ગણના કરાવવા બસ છે. કવિની પ્રેમશૌર્યભરી વાણી આજે પણ આપણામાં સ્વદેશાભિમાન રેડી રહી છે. દેશાભિમાનની પ્રથમ જાણ કરાવનાર નર્મદ; ધૈર્યધારી સદૈવ કામમાં રચ્યા પચ્યા રહેનાર નર્મદ; વિપત્તિઓ વચ્ચે પહાડ પેઠે અડગ ઉભનાર નર્મદ, સ્વકૃતિ માટે અભિમાન ધરાવનાર નર્મદ; કવિવીરને તે કેમ ભૂલાય? ભાષામાં નવીન શબ્દનો ઉમેરો કરી તેને (ભાષાને) ગૌરવશાળી તથા પ્રૌઢ બનાવનાર, વાચનલાયક ગદ્યલખનાર, પિંગળ—શાસ્ત્ર તથા અલંકારશાસ્ત્ર રચનાર, શબ્દકોષ યોજનાર, સંસાર સુધારાને લગતા અનેક નિબંધો લખનાર હાલ જો હિંદમાં હયાત હત તો ગુજરાત જે પ્રમાણમાં હમણાં ગાજી રહ્યું છે તે કરતાં સો—ગણા વધુ પ્રમાણમાં "ગરવું ગુજરાત" ગર્જત. નર્મદાશંકરનું પુસ્તકાલય બહુજ વિશાળ હતું. તેમની કવિતા "નર્મ—કવિતા" નામક પુસ્તકમાં છે; તેમના ગદ્યલેખો, "નર્મ—ગદ્ય"માં છે. તેમણે થોડાંક નાટકો પણ લખ્યાં છે.

તેઓ કોઈની પરવા રાખતા નહિ. પોતાને જે ઠીક લાગે તે લખતા અને કહેતા; જેવું બોલતા તેવુંજ વર્તન રાખતા. તેમના જ્ઞાનભંડોળનું ભાન તો તેમની કૃતિ વાંચ્યાથી થશે. માતાએ આપેલ—ગરીબને સહાય કરવાનો—વારસો તેમણે બરાબર જાળવી રાખ્યો હતો. આ જીવન વૃત્તાંતને મથાળે આપેલી ઉકિતઓ એમના સંબંધમાં કેટલી સત્ય ઠરે છે? જીવનમાં પ્રેમ શૌર્યને ઉતારનાર અને ઉતરાવનાર તેઓજ હતા. રડતી સુરતવાળા સુરત શહેરને પાછું ફીર્મિમંત બનાવ-

નારમાંના તે એક પુત્ર છે. ગરવી ગુજરાતના આ સમર્થ સાહિત્યકારને સ્નેહપૂર્વક નમીએ અને તેમણે અવસાનકાળે લખેલા એક પદનું પાન કરીએ—.

(૫૯)

નવ કરશો કોઈ શોક, રસિકડાં, નવ કરશો કોઈ શોક. ટેક.
યથાશકિત રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી. રસિકડાં.
પ્રેમી અંશને રૂદન આવશે, શઠ હરખાશે મનથી. રસિકડાં.
મર્મ ન સમજે બકે શંખશઠ, વાંકું ભણે બહુ પણથી. રસિકડાં.
એક પીડમાં બીજી ક્રીડાથી, જાગશે જીવ અગનથી. રસિકડાં.
હતો દુઃખીઓ થયો સુખીઓ, સમજો છુટયો રણથી. રસિકડાં.
મુઓ હું તમે પણ વળી મરશો, મુકત થશો જગતમથી. રસિકડાં.
હરિકૃપાથી મમ લેખ ચિત્રથી, જીવતો છઉં હું દમથી. રસિકડાં.
વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી. રસિકડાં.
જુદાઈ દુઃખ તે નથીજ જવાનું, જાએ માત્ર મરણથી. રસિકડાં.
મરણ પ્રેમીને ખચીત મોડું છે, દુઃખ વધેજ રૂદનથી. રસિકડાં.
જગત નિમ છે જનન મરણનો, દઢ રહેજો હિંમતથી. રસિકડાં.
મને વિસરી રામ સમરજો, સુખી થાશો તે લતથી. રસિકડાં.

———

ૐ

# કવિ—વાણી.

## પ્રાર્થના.

(શાર્દૂલવિક્રીડિત)

જે જે બ્રહ્મ અનંતગોળકરતા, દેવાધિદેવા હરે;
તારી આંખ વિના શું વિઘ્નહરતા, થાતે અમોથી અરે;
જે જે સર્વ ભર્યાંછ યોગ્ય પગલાં, તે તે કૃપા તાહરી;
કર્તવ્યો બહુ છે હજી તું હમને, દે જે મતિ એ હરિ.

સંપે રાખી પરસ્પરે કરવ તું, કામો સુધારા તણાં;
દેશીઓતણી થાય સે'જ ચડતી, કાંઈ ન રેહે મણા;
જાતિબંધન કોટ તે તૂટી પડે, રસ્તા બીજા મોકળા;
તે તું તોડવ બુદ્ધિ સાહસ બળે, વેમોની જાએ બલા.

મોટાં સંકટમાં બહુ ધીર ધરી, સામે ઊભું રેહતાં;
લાગે આગળ સાહસે વધી જતાં, સાથી રૂડા જોઈતા;
સન્મિત્રો ઘરવેર તે વિસરીને, પ્રેમે કરે સાહ્યતા;
તેવી તું કર પ્રેરણા ઝટ થશે, દેશીની ઉત્કર્ષતા.

ઝાઝું શું પ્રભુ તુજને વિનવીએ, થોડા અમે તો છીએ;
શત્રુ તો બળવાન છે રણ વિષે, કેમે કરી જીતીએ;
દેશીનું હિત જાણીને હું હું કરી, ઝુંડા કર્યો મોખરે;
હાવાં તો સરદાર તું જશતણો, ડંકો કરાવે ખરે.

———

# ઈશ્વર વિષે.

(ભુજંગી)

સવારે અને રાત્રિયે એક ચિત્ત,
દયાળુ પ્રભુ ઈશ સંભાર નિત્ય;
સુહાતા પદાર્થો તણો સર્વ તે છે,
બહુ નિર્મળા ઉપકારો કરે છે.

વળી ન્યાયકર્ત્તા જગતનો ધણીરે,
કરે પાપ શિક્ષાજ તેને ઘણીરે;
ભરોંસો ખરો બ્રહ્મનો રાખવોરે,
સદા અશ્વઉદ્યોગને પાળવોરે.

સહુ સાર વસ્તુજ ઉત્પન્ન કીધી,
અને તેહમાં સારી શિક્ષાજ દીધી;
પ્રભુ ઈશની બ્હીક રાખી મનેથી,
કહેલી સુઆજ્ઞાથી રહેવું સુખેથી.

અરે! કલ્પના ભૂંડી તે ના પવિત્ર,
ન ખાવા પીવામાં પવિત્રાઈ અત્ર;
ન ન્હાવા ધુવામાં પવિત્રાઈ હોય,
પ્રભુ મંનની શુદ્ધિને રોજ જોય.

સહુ આપણું નિત્ય તે જોય છે રે,
શુભાશુભ જે કર્મને બોલ તેરે;
વિચારી કરી કામ સર્વે કરોરે,
પિતા બ્રહ્મ તે રાચશે તે ખરોરે.

અહિં મોટ નાના થઈ જાય છે રે,
પ્રભુની સુસત્તા થકી થાય છે રે;
કીયા હેતુથી જન્મ આપ્યો હરિએ,
વિચારો રૂડા રોજ કર્તા રહીએ.

---

## પૃથ્વી.

(કટાવ)

અદ્દભુત કૃત્ય આ લોકે,
સઘળે છે થોકે થોકે,
ગુણ રૂપે રંગે નોકે,
નહિ ખબીવનાનું કોકે,
સર્વસ રસમયજ અશોકે,
જોતાં જોતાં દિલ ચોંકે ચોંકે, ચોંકે,
રસલીન ઓંકે,
પણ પછી ઓકે,
સ્તુતિ સંતોખે,
યશ બહુ ગોખે,
ભૂલે જોખે—

પૃથ્વી નામનો, નક્કર ગોળો, અધર રહેલો, આસમાનમાં, પૃષ્ટ ભાગ તે, ચારે મેરે, વાતાવરણે વીટલાયલો, જમીન જળેથી, દીસે ભરેલો, જળ વિશેષ તો, મહાસાગરો, સાગર ને વળી, ઉપસાગરો, જળાસંયોગી, અખાત ખાડી, નદી સરોવર, વળી ધોધવા, કેટલાંકને, ભરતી ઓટ છે, પ્રવાહ અંતર, નરમ તુફાની, દિશા દિશાના, વાયુએ કરી,

અસર થાય છે, જેને યોગે, મોડાં જ્હેલાં, ચાલે વહાણો,
એક જગેથી, બીજી જગાએ, અંદર શોભા, દીવાદાંડી,
પુસ્તા કિલ્લા, ગોદી ધાટો, દરિયા વચ્ચે, જમીન તે તો,
દ્વિપ નામથી, ઓળખાય છે, કો કો ઠામે, જનાવરોએ,
પરવાળાંના, કરેલ પ્હાડો, લાંબા પ્હોળા, બેટ રૂપ વળી,
બીજા ખડગો, જનાવરોને, મચ્છ માછલી, વનસ્પતિયો,
દરિયામાંને, કાંઠે કાંઠે, જાત જાતની, જણાય ભારી,
જમીન વિશેષે, મહા દ્વિપ એ, ખંડ ચાર વળી, ખંડ ખંડમાં;
નાના મોટા, દેશો પ્રાંતો, શહેરો કસ્બા, ગામ ગામડાં,
રસાળ ઉજ્જડ, જમીન કિત્તા, મેદાનો તે, સુકાં લીલાં,
અઘોર રાનો, ખિંડ ટેકરી, પ્હાડો મોટા, કો કો બળતા,
જાત જાતનાં, પશુ પક્ષીઓ, અનેક કીડા, ઝાડ પાનને,
ધાતુ સર્વને, માણુસ જાતિ, તરેહ તરેહની, રૂપરંગને,
પહેરવેશમાં, વળી બોલવે, રીતભાતમાં, કામકાજમાં,
તેમજ બુદ્ધિ, નીતિ ધર્મમાં, વિદ્યામાં ને, સ્વભાવમાં પણ,
એમ છતે તે, ઘણીક વાતે, સરખાં દીસે, એજ ખૂબી છે,
કરનારાની, આ સૃષ્ટિમાં, ઈશ્વરકૃત ને, મનુષ્યકૃત સહુ,
અદ્ભુત કામો, પડે દષ્ટિએ, તે સઘળાંઓ, બાળકથી તે,
ઘરડાંઓની, સ્ત્રી પુરૂષની, આંખે આંણે, ઝળઝળિયાં બહુ,
સુખદુઃખનાં, વારે ઘડીએ, ઈશ્વર કેરા, સ્તવન કરવવા,
જીવને બહુ બહુ, ટોકે ટોકે, જોતાં જોતાં, દિલ ચોંકે ચોંકે.

---

# ભરૂચથી કબીરવડ જતાં હોડીમાંથી જોયલી નર્મદાની શોભા.

(મરાઠી)

નર્મદા શું ગાઉં શોભા સાંજની;
હાંરે પવન પાણી વાદળ રંગના સુસાજની–હોજીરે. ન.
હાંરે પાણી જોરથી ઉછાળા નોતું મારતું;
હાંરે ર્‌હોળા પટ્ટથી દેખાતી પ્રૌઢ નાર શું–હોજીરે. ન.
હાંરે વીચી[1] ખળખળી ધીમે ચઢીને આવતી;
હાંરે તેતો હોડીમાંથી જોઈ સૂણી ભાવથી–હોજીરે. ન.
હાંરે ડહોળાએલ નીર રંગ તે ભૂરો હતો;
હાંરે ઝાંખોશ્વેત આસમાનતણો દીસતો–હોજીરે. ન.
હાંરે પાકા રંગના ભૂરા તે સામે ડુંગરા;
હાંરે ગળી રંગનાં ટોચે તો ભૂરા વાદળાં–હોજીરે. ન.
હાંરે કાંઠે ઘાસ લીલાં ઝાડ બહુ શોભતાં;
હાંરે ચાર ગાય ભેંસ ખાતાં હતાં–હોજીરે. ન.
હાંરે આવે મંદ મંદ વાયુ ખુશ લાગતો;
હાંરે હોડી ચાલતી તેને ઘણો સવાર[2] હતો–હોજીરે. ન.
હાંરે એક વાછડી કાંઠે રે મથતી ઘણી;
હાંરે પડી જાતી તે ઊંચે જતાં જીની ભણી–હોજીરે. ન.
હાંરે ગુલાબી ઘેરો તે રંગ આસમાનનો;
હાંરે ગુલાબી પુલોનો પાણીના મેદાનનો–હોજીરે. ન.
હાંરે સુદી તીજનો ઉગેલ ચંદ્ર તે સમે;
હાંરે લ્હેરીઆંની રમ્ય લ્હેરમાંહિ મન રમે–હોજીરે. ન.

---

૧. ભરતી ૨. સારો પીઠનો પવન.

હાંરે પવન સામટો પડી ગયો પછી ખરે;
હાંરે લીલા બ્રહ્મની જોઈ શી આંખો ઠરે—હોજીરે. ન.

---

## પરમાર્થ વિષે શિક્ષા.

(લલિત)

વિનતિ હું કરૂં દેશીઓ રૂડા,
ગરીબ જાતને લક્ષ દો વડા;
જરણુ આંધળા પાગળાં બહુ,
ખબર રોગીની લેવી રે સહુ.

નિકટ સ્નેહીનાં કારજો સરો,
પરજનો તણું દુઃખડાં હરો;
દરદ મનનાં દોહલાં કતી,
શ્રમ લઈ તમો રુજવો અતિ.

લુ વરસે ઘણી ચૈત્ર માસમાં,
નથી અનાથને સુખ ધુપમાં;
તરફડી બહુ આંગ તો તૂટે,
મન શરીરની લાલચ ના ખૂટે.

દિવસ મોટ વૈશાખ માસના,
પવન વાદળાં વિજ નાદના;
ગરીબ પાડતા ચીસ આકરી,
'કયમ થશે હવે રક્ષણો હરિ.'

રજની જેઠની બાફતી ઘણી,
સ્ત્રી પતિને વદે લાજને હણી;
'વરસતો ઋતુ આવશે હવે,
ઘર રૂવે બધું ભૂખને દવે.'

દુઃખ ઘણુંજ આષાડ આવવે,
ઘર ચુએ થકી છોકરાં રૂએ;
શરદી વ્યાપીને રોગીઆં બને,
કણ જુવારના ભોજને કને.

પવન શ્રાવણે દુઃખવે બહુ,
થરથરે ઘણાં ટાઢથી સહુ;
અવની ખેડવા ભીંજવે તનો,
પછી ખમેછ તે જોશ તાવનો.

ભદરવે દીસે હાલ તો બુરા,
ઘર કુલેશ ને કેક્થાં પુરા;
રઝળી આવીને માતને દમે,
બળતી બાપડી તે સહુ ખમે.

પરવ આશ્વિને દિપવાળીનું,
નિરધની લહે પેટ બાળીનું;
ઘરની સ્ત્રી કહે 'લાવની મુઆ',
વગર અન્નથી પેટમાં કુવા.

ભરણ પેટનું હોરી કાર્તકે,
મજુરી ખેતમાં શોધતા ટકે;
ગરીબ એ રીતે દીસતા હીણા,
વગર વસ્ત્રથી રોગી ટીંગણા.

સુઋતુ માર્ગશીર્ષે પીડા સહે,
દિવસ નેવું તો ટાઢ તે રહે;
નથી રજાઈ ને ગોદડાં વળી,
હર ઘડી ધ્રુજે અન્નને દળી.

ઉલટ પોષમાં આણીને હસે,
મકરરાશીનો સૂર્ય તો થશે;
'વિવિધ દાન શ્રીમંત આપશે,
ભવતણાં દુઃખો આપણાં જશે.'

લગન ઘેર શ્રીમંત માઘમાં,
મરણ કાણ દીસે અપંગમાં;
અધમ ચોરીથી જાય કો ખુશી,
ન પ્રીછશે રૂડું ભૂડું એ બુસી.

ગરમી રોગ તો માસ ફાગણે,
શરૂ થઈ કરી છોકરાં હણે;
સઘળી પાસની આફતો સહી,
રડવડે બહુ દીનતા લઈ.

રૂદન માસ બારે અપંગનાં,
સુણી થશો દુઃખી આપ મંનનાં;
ઘણીજ દુર્દશા તેમની દીસે,
વલણ બુદ્ધિનું આપજો ખીસે.

શુજત હાડ ને નડી મંદનાં,
કયમ સહે મુગાં રોગવેદના;
ઓ જણુતી ઘણાં છોકરાં ઢળ્યાં,
ટગવળે બહુ ટાઢથી કળ્યાં.

વગર મા અને બાપ ભાંડુઓ,
જણુતરો કયમે ઉછરે જુઓ;
અસર લાગશે વજ્ર છાતીમાં,
રૂડી દયા ધરો ધર્મકાજમાં.

પીડિત લોકને રેહવા કરો,
ધન જમે બહુ બાંધવા ધરો;
પીડિત લોકની મીટવો ભૂખો,
ઇસિપીટાલથી ટાળીને દુઃખો.

હુનર કામના શીખવો વળી,
દીન અનાથને ભીખ દો ગળી;
કુપ તળાવ ને વાવ ચોતરા,
તજવીજો કરી બાંધજો ખરા.

સમજણો દીસે આટલીજ કે,
દુઃખી નિરાશ્રિતો પાળવા હકે;
સુઅભિમાન દેશીતણુંજ એ,
કમર બાંધીને કષ્ટ કાપીએ.

ઉકરડો વધી ગંધ મારશે,
અતિસ કુવ્યયથી નર્કમાં જશે;
સમજ હોરવાનીજ છે ઘણી,
જમ તણી સજા ખાય તે ઘણી.

ધન ન આવશે સાથ આપણી,
ધીરવું ધર્મને પાપને હણી;
જગત આ વિષે માન સાંચયે,
જીવ ગયા પછી મુક્તિ પામીએ.

જમણવારના છાંડજો ફરો,
વરવધુ તણા ઠાઠને હરો;
ગરવ હોય જો કીર્તિ આણવા,
ન દઈ ધુર્તને દીન પાળવા.

જડથડેથકી વ્હેમ બાળજો,
સુધરવે ઘણી ચોંપ રાખજો;
દળદરી તણાં દુઃખડાં તજો,
ધરમરૂપી વર્ણાગીને સજો.

ગરીબ યોગ્યને ધર્મદાન જો,
નથી બીજી મતિ તુલ્ય એની જો;
નરમદા કહે વિનવી તમો,
મદદ દીનને દેઈને રમો.

---

## શૂરવીરનાં લક્ષણો.

(૫૬)

ફરી જોબનિયું આપે, હરિ તું ફરી જોબનિયું આપે,
હિંદુદેશને થાપે, હરિ તું નિજ કરીને થાપે—ટેક
ભર જોબનમાં બન્યો વૃદ્ધ તે, તારે યોગ્ય સરાપે—હરિ.
તન મન ધન તે ગુમાવી બેઠો, મદ આળસને પાપે—હરિ.
ભ્હીલે મ્હોડે તે રઝળે ટટળે, રીબાએ ત્રણ તાપે—હરિ.
ભણ્યો શૂર તે આજ જણાએ, ન્હેતી કાયર છાપે—હરિ.
પુત્ર પુત્રી પશ અલાપ કરતો, તે રોએછ વિલાપે—હરિ.
શિક્ષા ઘટતી થઈને લાગી, તું વણ કો દુઃખ કાપે—હરિ.
પસ્તાતા ડાહ્યાપર કરવી, કૃપા હવે માબાપે—હરિ.
ડુબ્યું નામ તે ઝટ તરી આવે, કીર્તિ જગે ફરી વ્યાપે—હરિ.
હિંદુદેશ માનીતો તારો, પ્રથમ થકીજ અમાપે—હરિ.
ભણી ગણી શૂર થઈ તે લે જશ, નર્મદ બ્રહ્મપ્રતાપે—હરિ.

---

## નબળાનું રક્ષણ.

(૫૬)

નબળાના પર ના હાથ ઉગામો, નહિ તેમાં જશ પામોરે—ટેક.

નબળાને સબળો સપડાવી, કીરત માને ભારે રે;
તે માને પણ લોક ન માને, શરજનો ધિક્કારેરે. નબ.

શૂર હોય તે શૂરને જોએ, રાજી ત્યારે થાએરે;
પરાક્રમી વખણાએ જગમાં, કદી તે હારી જાએરે. નબ.

શૂરની સામાં જોઈ શૂરની છાતી ઊંચી આવેરે;
કીરતીની કલગીને માટે, લડે તે બંને ભાવેરે. નબ.

હાથ કરે નબળાપર જે કો, પાપી તે કહેવાએરે;
જગે જગે નાદાન ગણાએ, નામરદોજ મનાએરે. નબ.

જાણી ગણી નબળાનું રક્ષણ, સબળે કરવું જોય્યેરે;
દુઃખ દે તો નબળો હોય નર્મદ, કર ન ઉપાડો તોયેરે. નબ.

---

## ઉનાળામાં.

(માલિની)

સરસ પવન ટાઢો મંદ વાસિત આવે,
સકળ વસતુ અંગે હોંસ આનંદ લાવે;
વન ઉપવન સંધા દીસતાં રમ્ય રંગી,
નવલજ અનુરાગે પ્રાણીઓ છે ઉમંગી.

વિધ વિધ વિધ રંગે ફુલડાં શોભી મ્હેકે.
ઉંચી નીચી ઘટપત્રે વેલીઓ ખૂબ લ્હેકે;
મધુરરસફળો તે સર્વને પાસ તેડે,
વળી મીઠું પંચરંગી પંખિયો ગાય કોડે.

વિવિધ ફુલલતાએ ખૂબતા માંડવાઓ,
તરુણ તરુતણા છે ડોલતા છાંયડાઓ;
હરખથી નર માદા પંખી ઝુલે હિંડોળે,
મધુરસ સુખ તે લે ભાગ્યશાળી જે હોએ.

પરવતતણી ટોંચે મોર કોયેલ આંબે,
મધુર રવ કરે છે ધન્ય સાદે જ લાંબે;
નવલ મધુર આંબે મોરના ગુચ્છમાં તે,
મધુકર જૂથ ભ્રમે હર્ષ ઘેલાઈમાં રે.

દિવસ સુરખી મારે કૂંમળે સૂર્ય તાપે,
નિર્મળ શશીયોગે રાત તો રમ્ય લાગે;
સરસ ફુલ પરાગે ઠામ ઠામેજ ઊડે,
નિરખી સકળ તુંમાં ભાવથી કો ન બુડે.

અતિશ ગરમ કિર્ણે સૂર્ય સંધે પ્રકાશે,
મૃગજળ બહુ ભાસે ક્ષારવાળી જગાએ;
સખત લુ વરસે ને ચો દિશા શૂન્ય થાએ,
નદી સરવર કેરાં પાણી સુકાઈ જાએ.

બહુ ડર ઉપજાવે ખેતરો તો તપેલાં,
ઘર મૂકી કરવા તે રે પ્રવાસો ન સ્હેલા;
અતિશય ઉકળાટો વાદળી તાપ લાવે,
શ્રમ સહજ કરંતાં લોક થાકીજ જાએ.

ખૂબ લટકતી આંબે દીસતી કેરીઓને,
અવર ફળ ઘણાંએ દે રસો મિષ્ટ મોને;
હરિત સુર તરુઓ શોભતાં પાતરાંથી,
સુખ સરવ જીવોને આપતાં છાંયડાથી.

સૂણું અટકતી ગાતી કુંજ ધીમેજ સૂરે,
પરવતની તળેટી તેથી થોડેક દૂરે;
સરખી મધુર ચૂં ચૂં કુપસારંગી વાગે,
છરર પડતું પાણી નિર્મળું રમ્ય લાગે.

ચરી ચરી વળતું તે પાછું ગોવારૂં જોઊં,
રૂડું કરતું જ બેં બેં ટોળું ઘેટાનું જોઊં;
વળી રમણીય જોઊં થંડ દીનાંત સીમા,
રસ પીઈ બની ઝેરી રે સમું પોકળીમાં.

---

## વડીલોનું માન.

( દોહરા )

વળી વિવેક રાખીએ, માબાપોનું માન;
ઈશ્વર વર શુભ આપશે, કરશે લોક વખાણ.

માત પિતા ગુરૂને ધણી, કહે તે કરવું તર્ત;
નવ કરશો કદી વાયદો, રમવી નહિ કંઈ શર્ત.

છાંછળાં છોરૂતણી, સંગત મૂકવા કેહ;
વડીલ આજ્ઞા માનવી, હિત વચની છે તેહ.

દાતા વિદ્યા અન્નના, ભયથી બચાવનાર;
એ ત્રણે હિતકારી છે, બાપ સમાનજ ધાર.

મર્યાદામાં વૃદ્ધની, આપણ રહીએ રોજ,
આગળ છોરૂ રાખશે, ભારબોજ રે તોજ.

---

## માફી.

માફી કરવી વાંકની, મોટ મનુષનું કામ;
કો કે દીધું દુઃખ તો, કર તું સુખ તે ઠામ.

માફ કરીશું આપણે, બીજાઓના વાંક;
ઈશ્વર કરશે આપણા, વાંક માફ લહી રાંક.

---

## ભાષણ.

(તોટક)

હસતાં હસતાં વદતો નહિરે,
અભિમાન થકી વદતો નહિરે;
લજવાઈ કરી વદતો નહિરે,
વળી સત્યપણે વદજે સહીરે.

હિતકારક મીઠુંજ નિર્ભયરે,
કરજે શુભ ભાષણ નિર્મળરે;
પરનું સૂણી સત ઉત્તરરે,
વચમાંજ ઉતાવળ ના કરરે.

---

## વિચાર.

(દોહરા)

વગર વિચાર્યું કર નહિ, કંઈપણ સાહસ કામ;
જન અવિચારી થાય છે, દુઃખી આઠે જામ.

કીયે ઉપાયે કરી થશે, કેવાં આપણુ કાજ;
વિચારથી સમજાય છે, જેથી રહે છે લાજ.

પદાર્થ સારો હોઈને, નરસો તે દેખાય;
નરસ હોઈ સારો દીસે, સમજાએ પરખાય.

---

## ગુજરાતના શૂરવીર.

### ( રોળાવૃત્ત )

પંચાસરનો રાજ, ચાવડાઓનું ભૂષણ;
જયશેખર કહાં આજ વળી તેનો માળો પણ !

સુરપાળ રણસંહ, ભુવરથી લલચાયો નહિ;
કુલીનજાયો તેહ, મરે પણ દે દગો નહિ.

મૂકે મિત્રને જેહ, અડી વેળાએ જે નર;
ભુંડી જાયો તેહ, જગતમાં તેજ ખરો ખર.

"ધરયા પછી જે ખસે, ધિઃક જીવવું છે તેનું,
"છેલ્લો છઉં હું રાજ, પરાક્રમ કરી મરૂં હું."

એમ કહીને રાય, જુદ્ધમાં ધૂમ્યો ધસીને;
ગાંડા ગજની પેર, આખરે પડયો લડીને.

જયશેખરનું સેન, કુલીન રજપુતો કેરૂં;
મુણ રાજને કાજ, નથી એ કરવું સ્હેલું.

સ્ત્રીઓ મ્હેલની તેહ, લડી લઈ ભુંગળ ને ગજ;
મારી હઠાવી સેન, બચાવ્યું રાજાનું શબ.

ધન્ય પ્રેમ ને શૌર્ય, અરે તે કહાં છે આજે !
ધિઃક ધિઃક નરનાર, જતાં રણમાં જે લાજે.

સોલંકી મૂળરાજ, વીર નાયક નહિ તોએ;
રણે બતાવ્યું શૂર, કયાં કામો તે રહોએ.

અનલવાડનું રાજ, વધાર્યું ઝાઝું તેણે;
કહાં છે રજપુત આજ, શૂર દર્શાવ્યું જેણે?

ભીમદેવ હંમેશ, પ્રતાપી મ્હોટો જોદ્ધો;
ઘણાંક બીજાં રાજ, રાખતાં જેનો મોભો.

સિદ્ધરાજ શૂરવીર, થયો નામાંકિત રાજા;
પ્રજાહિતનાં કામ, કર્યાં છે જેણે ઝાઝાં.

રાજા રાંખેંગાર, જુનાગઢવાળો જેણે;
કર્યાં પરાક્રમ બહુ, મારીઓ સિદ્ધો તેને,

સિદ્ધરાજ જયસિંગ, નથી દેખાતો આજે;
જોદ્ધો તે જગદેવ, આજ કાંહાં બિરાજે!

શૂરો ભોળો ભીમ, ભીમના જેવો જોદ્ધો;
શૂરાઓમાં જેહ, ધરે ઉંચો બહુ ઓદ્ધો.

દિલ્હીપતિ પ્રથિરાજ, તેહ પણ તેથી ડરતો;
ભીમ તેહવો આજ, કોણ છે રણમાં લડતો?

કહાં કહાં તે શૂર, ઉર ઉંચું રણતુરથી;
ગયું જનનું નૂર, જુદ્ધ જોએ નહિ દૂરથી.

ક્ષત્રી કેરૂં બીજ, કોહી ગયલું છે સાચે;
અફીણી કાયર રાજ, જનાનાથી બહુ રાચે.

---

## ગણેશ ગીત.

(તોટક)

ગણનાયક લાયક દેવ ઘણો,
વરદાયક ધાયક દોષતણો;
સહુ દાનવ દેવ સુસેવ કરે,
તું ગણેશવિના કુણ કલેશ હરે.

ગિરિજા સુતને સ્મરતા સુતને,
સનકાદિક ભક્ત કવીશ મને;
ગિરિરાજ સમાજ દીએ જશરે,
તું ગણેશવિના કુણ કલેશ હરે.

સહુ વિઘ્ન સમૂળ નસાડી દીએ,
બહુ પ્હેલ પૂજાઈ તું માન લીએ;
તવ મંગળ મૂરતિ નામ ખરે,
તું ગણેશવિના કુણ કલેશ હરે.

રૂડી સિદ્ધિ સબુદ્ધિ ગૃહણી ઘણી,
સહુ લાભ સુલક્ષ અહીશ મણિ;
પરિવાર રૂડોજ અનુપમરે,
તું ગણેશવિના કુણ કલેશ હરે.

તુજ મુષક વાહન વ્હાલું બહુ,
કરી દાખવતો તું પ્રભાવ સહુ;
હિણુ પાર પડે તુજ નામ સ્મરે,
તું ગણેશવિના કુણ કલેશ હરે.

તવ લાંબુ સુઉદર દાખવતું,
ગુણુ શાંતિ ક્ષમા કરૂણાકર તું;
યશ કીર્તિ ઘણી સચરાચરરે,
તું ગણેશવિના કુણ કલેશ હરે.

ગણુરાય વિના કુણુ સાહ્ય કરે,
ગણુનાથ વિના કુણુ હાથ ધરે;
ગણુપત્ત વિના કુણુ પત્ત ભરે,
તું ગણેશવિના કુણુ કલેશ હરે.

ગણુબંધુ વિના જુંઠું સંધું અને,
ગણુસેન વિના નહિ ચેન મને;
ગણુવિત્ત વિના નહિ વિત્ત ઠરે,
તું ગણેશ વિના કુણુ કલેશ હરે.

ગજહેતુ વિના કયમ હેતુ સરે,
ગજ કેતું વિના કયમ સેતુ તરે;
ગજદંત વિના કયમ ખંત ખરે,
તું ગણેશવિના કુણુ કલેશ હરે.

ભટ નર્મદ મંગળ નામ જપે,
સત ભાવિકને નહિ બીજું ખપે;
યમ નામ તણે રટણેજ ડરે,
તું ગણેશવિના કુણુ કલેશ હરે.

# આગગાડી.

(કટાવ)

ખસો ખસો સહુ, બાજુ આવો, જુઓ જુઓ રે, પેલું મેલું, જંગલી ગજન્તુ, જૂથડું મોટું, ખૂબ હાંફતું, ફુંફુંફુંફું, ફુંફું કરતું, વરાળરૂપે, દંમ કાઢતું, ચીંઈં શબ્દે, ચીસ પાડતું, સાવધ કરવા, મુકામપરના, રખેવાળને, બેસનારને, જોનારાને, કે હું આવું, સહુ સલામત, છે વા ગરબડ, નિજ જાતને. રસતામાંની, પગથીઓને, અથવા બીજી, મારગમાં કો, થઈ હોય તે, પ્રથમ જણાવે, તારઘંટથી; ભય બહુ હોએ, ચીંઇંઈં કરીને, ચીસ કારમી, તાણી પાડી; ત્યમ ચેતવણી, મુકામપરના, રખેવાળને, નિજ તરફથી, જે કંઈ હોએ, તો બતલાવે ઉંચે કાષ્ટની, ફળી ટાંગીને, વાવટા ઉડવી, દીવા રાખી, સિગનલ રૂડી, રાતી જણવે, ભય છે માટે, ઊભું રહેવું, લીલી જણવે, સંભાળીને, હળવે હળવે, જોતાં આવ્વું, ધોળી, જણવે, નથી હરકતો, પુરી દોડથી, ઝટ ઝટ આવ્વું, વળી કો ઠામે, હવા ધુમસથી, જણાય નહિ ત્હાં, સીસાંકેરાં, દારૂભરેલા, ડબ્બા. જાણે, હોય પતાસાં, તેને રાખે, વળગાડીને, પગથી સાથે, આગળથી કે, જેના ઉપર, પગલાં પડતાં, થાય અવાજો, જાણે ફુટી, તોપ હોયની, એ તજવીજે, સાવધ રહે જૂથ, ઘણું ડાહ્યું તે, સમજવાળું, ખૂબી, ભરેલું, રમાડનારૂં, ગુણ કરનારૂં, તોપણ દીસે, બ્હાર થકી તે, ગાંડું ઘેલું, ઘણીક રીતે, બરાડવામાં, વળી ચાલવે, પગલાં મૂકવે, સરખી રીતે, વેળાએ તો, ધીમે ધીમે, વેળાએ તો, ઉતાવળાં ખૂબ, વાપુ પડે તે,

ઉડી જાએ, જે કારણથી, પગથી બોલે, દબબ દબબ દબ, દબ દબ દબ દબ, ધપ ધપ ધપ ધપ, ટકઢક ટકઢક, ટૂકઢૂક ટૂકઢૂક, ટૂકઢૂક ટૂકઢૂક, ખડ ખડ ખડ ખડ, ખરરર ખરરર, સરરર સરરર, ટકઢક ટક ઢક, ઢક ઢક ટક ઢક, ટક ઢક ટક ઢક, વાયું બોલે, ખરરરરરરર, ખરરરરરરર, હાંકી ચાલે, ફૂઊં ફૂઊં, વચમાં મોટી, બોલે સુઉઉ, પાછી પગથી, ટૂક ઢક ટૂક ઢક, ઉભું રેતાં, કર્યું ઊં ઊં ઊં, ધન્ય જૂથને, પીઠે આણે, બોજ મોટા, માલ અને સહુ, જનાવરોને, લોકોને પણ, બેસાડીને, અંબાડીમાં, જેમાં શોભે, છાજેવાળા, ઘણા ઓરડા, કો કો દીસે, શણગારેલા, શ્રીમંત સારૂ, કો કો સાદા, ગરીબ સારૂ, એ સંધાને, આંચ વગરની, ખુશાલીમાં, સુખ આપતાં, આણે છે જૂથ, કાપી ઝટ ઝટ, લાંબા મારગ, જે બહુ શોભે, સડક થવા એ, સડક જોઈજે, અનહદ લાંબી, જેની વચ્ચે, પગથી રૂડી, એકમેકથી, પાંચ ફુટ નવ ઈંચ દૂર છે, લોઢાની કહું, જમીન સાથે, બેસાડેલી, ચાય ઘસાઈ, ભાસા ચકચક, તડકે ચળકે, રૂપાંસરખી, જે વળી કદમાં, પુણા પાંચ ઈંચિ ઊચાઈમાં, પોળાઈમાં અઢી ઈંચિ પણ, જૂથ પગ મૂકતું, સફાઇથી રે, જેમ જાદુગર, દોરડી ઉપર, દોડે તેમજ, સડકતણી એ, બાજુઓએ, હદ કટેરા, એક પાસ તો, વિજળી કેરા, તારો ઉંચે, લટકે શોભે, થંભે બાંધ્યા, જેનું અંતર, એકમેકથી, સાઠ વાર છે; હદ્દ પેલીગમ, એ પાસે છે, રૂડાં ખેતર, જે ચોમાસે, લીલે ઘાસે, લીલે ઝાડે, વાયુ લ્હેરમાં, રમ્યજ લાગે, વળી પર્વતો, લીલોતરીથી, ભરેલ સુંદર, પણ જારે જૂથ, નદી દરિયાપર, પુલો પરથી, આવે તારે, શોભ અનુપમ, વિશેષ વર્ણું, ચોમાસામાં, ભરપૂર પાણી, રગડો રાતો, થડું ભારી, ખૂબ વિસ્તારો, ચાંદરરૂપે, દેખાયે ને, દોડે

જબ્બર, રૂમઝુમ રૂમઝુમ, મેહુલો વરસે, પર્વત ભૂરા, જણાય સારા, મીઠા લાગે, શબ્દ પાણીનો, મળેલ જેને ગજ જૂથડાંનો, ધધધધધધધધ, ખરે બપોરે, ઘન અંધારે, તારા ઝળકે, જૂથ દોડે જહાં, લોઢાના પુલ, કારીગરીનાં, કમાન ઉપર, બંધાએલા, વળી કો મારગ, પહાડો વચ્ચે, ખોદી કાઢ્યા, બાજુ જોતાં, કાપ્યા લાગે, કરવતથી ખૂબ, સફાઈથી તે, જેમાં જૂથડું, ચીંઈંઈં કરીને, જાએ નારે, અંધારૂ ઘન, અજબ પમાડે, પછી જતું રેહ, ન અજવાળું, પાછું આવે, આહા કેવું, વિસ્મય કરતું, બેસનારને, પવન મઝેનો, દિલે લાગે, એ સઘળાંથી, તન મન ઉપર, થાય અસર બહુ, હરખ હરખમાં, લ્હેરે ઉંઘે, એવી રીતે, એક જગેથી, બીજી જગાએ, કામ કાજ પર, મોઝ મારવા, થોડે પૈસે, ત્રીજે વર્ગે, બે પાઈમાં, બીજે વર્ગે, અડધે આને, પહેલે, વર્ગે, એકજ આને, એક મૈલની, લોકો કરતા, સવારી ખાસી, જૂથપર બેસી, તે કેવું તો, બહુ દોડતું, શરતી ઘોડો, તેની આગળ, શુંજ દોડશે? જરૂર પડેથી, એક તાસમાં (કલાક એકે), સાઠ મૈલનું, અંતર કાપે; રોજ કામમાં, ઘણીક વેળા, લોકોનો તો, હજાર પંદર, મુંબઈ મણનો, ભાર લઈને, તીસનું જૂથડું, દર કલાકે, વીસ મૈલનું, ફકત માલનો, કહું પિસતાળીસ, હજાર મણનો, બોજો લઈને, પચાસનું જૂથ, બાર મૈલનું, અંતર કાપે; અવધડ વેળા, અતીસ ચાલે, કદી ન થાકે, બેસનારનું, પાણી ન ઉછળે, એવું દોડે, ઝુલતું ઝુલતું, મદે ભર્યું પણ, માવધ કેરી, આજ્ઞા છૂટ લઈ, માની કરીને, અટકે ચાલે; સહુ ખરૂં પણ, જારે કરીએ, વિચાર કે એ, રૂડું

જૂથડું, માનવી જાતે, બુદ્ધિ જોરથી, ઘણી મ્હેનતે, ઘણેજ પૈસે, ઉપજાવ્યું છે, તારે તો વળી, આંખો દ્વારે, મોડાંમાંથી, થાએ હેં હેં, ધન્ય ધન્ય છે, માનવી તું ને, તું ન કરે શું ?; લાભ થાય તે, ગણાય નહિ રે, સહુ જન કહે, લાભો મોટા, દેશાટનને, વેપારોથી થાએ છે પણ, તેનાં સાધન, આવાં જૂથ છે; + + + + + +

એ પરમાણે, ઈશ્વર બાપો, પુત્ર પુત્રીને, સુખી કરવાને નિજ કુદરતની, જાણ કરે કે, તેઓ તેની, સ્તુતિ પ્રાર્થના, કરે અહોનિશ, નીતિ પાળે, સુખી થાએ, માણસ અમથું, તેના વણ શું, કરી શકે રે, ભીતરતણી જે, કુંચી ફેરવે, ઘટતી રીતે, તે હરિ જગપતિ, અતિ દયાળુ, દરિદ્ર સામું, જોએ હમણાં, તેની સેવા, ખરા ભાવથી, રોજે કરવી, જરૂર છે પણ, છતું ટાણું ને, સમરણ કાં ના, કરવું સાચે, માટે તેનો, આજ પ્રસંગે, પાડ માનવે, સામેલ સહુ જન, થાઓ થાઓ; જય જય શબ્દે, ગુણ ગાઓ ગાઓ.

## સ્વતંત્રતા.*

તેજ ધીર વીર રાજ--

(ચામર)

રાય હોય જે પ્રજા પિતા સમાન પાળતો,
રાજનીતિ સર્વ પાસ યોગ્ય જે પળાવતો;
પક્ષપાતને તજી સજે વિવેક અંતરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે.

અન્ય ધર્મ જાત રંગના ગુણી પ્રજાજનો,
તેહનાં ન દુઃખવે કદી કહીં તનો મનો;
આપ અન્યમાં સદા સમાન ભાવ જે ધરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે.

આજ એમ કાલ તેમ ફેરવે ન કાયદા,
જેથી તો પ્રજા સહે ઘણાજ ગેરફાયદા;
રોગને નિવારવા કરે ઉપાય સારરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે.

---

* તા ૩૦ અકટોબર ૧૮૫૯એ બેટમાં અંગ્રેજોએ વાઘેરોને હરાવ્યા ને ત્યાંનાં દહેરાં લુટયાં. તે બાબત ની હકીકત તે મહીનાની તા ૨૩ મીનાં "રાસ્ત ગોફ્તાર"માં પોતાની તરફના ટીકા સાથે છાપવામાં આવી હતી, તે વાંચતા વારને એકદમ જોસ્સો થઈ આવ્યો તેથી મે ઉપલી કવિતા બે દહાડામા જોડી હતી. એ બે દહાડામાં હું જબરા આવેશમાં હતો, ને ઘરમાંથી બહાર તો ગયોજ ન હતો, પણ મારી એક નાની ઓરડીમાં ભરાઈ રહ્યો હતો, ને ફક્ત ઘણુંજ જરૂરના કામ સારૂ નીચે ઉતરતો. એ કવિતા પછી મેં તા ૨૧ મી નવંબરે પાયધોણી ઉપરની છોકરીઓની નિશાળના મકાનમાં મળેલી "બુદ્ધિવર્ધક" સભામાં વાંચી હતી. એ વેળા કવિ દલપતરામ અને દયારામનો શાગરીદ રણછોડ એ બે જણ હતા.

- નર્મદ.

સારૂં માઠું જાણવા ભણાતું હોય લોકમાં,
પુરમાં ફરે હરે ન રાખી દિલ ભેતમાં;
રંક જાત પાસ ઉપડાવતો ન વેઠ રે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે.

દેડકું બપૈયું મોર મેઘને ઇચ્છે વળી,
તેમ રાયને ચહે ઉમંગથી પ્રજા ભલી;
નીતિમાન ભક્તિમાન હોઈ દેવથી ડરે,
તેજ ધીર વીર રાજ રાજ્યસિંધુને તરે

---

## ચોમાસામાં.

(મંદાક્રાંતા)

તૈયારી છે ચુપચુપ કહે કાગડાઓ નકામ,
સંધું દીસે પવન ન હીસે શાંત રૂડું ગભીર;
શોભા વર્ણું શું હું ઝટ પછી મેઘરાજા પધાર્યા,
બ્રહ્માદિએ હરખથી નમી સ્વસ્તિ શબ્દો પૂકાર્યા. ૧

ઠંડો થંડો પવન અતીશે જોરમાં આવતો રે,
એ આ આવી ઝડપથી બહુ વાદળી કાળી જોરે;
આહા કેવું પડું પડું કરે ઘોર આકાશ ભારે,
ઓહોઃ આવ્યો ખૂબ તુટી પડ્યો મેઘ મોટીજ ધારે. ૨

ચારે પાસે વિજળી ચમકે ઉપરા ઉપરીરે,
ગાજી રેહે ગરજન થકી રાન આખું વળીરે;
વ્યાઘ્રો સિંહો અતીશ તડુકે ઝાડ મોટાં પડેરે;
જોતાં ત્રાસે પ્રથમ નીકળ્યો તે પ્રવાસી મરેરે. ૩

ચાલ્યા જાએ ગડ ગડ ગડી આ ભડાકા કડાકા,
વીજો ચળકે જળ ખૂબ પડે વાયુ લેતાં તડાકા;
વાંસો ફૂટે તડ તડ કરી રાન થાએ કરાળ,
ઓથો વિના સરવરતટે બૂમ પાડે મરાળ. ૪

મ્હાડે મોરો થન થન કરે સુર ઉંચા લઈને,
આંબા ડાળે કરતી ટહુકા ખૂબ કોએલડી તે;
પાણી પાણી સકળ વનની કુંજ માહે મચે ને,
મ્હાડી ભૂમિ ચકચક બને સાફ ધોવાઇને રે. ૫

ખેડુ લોકો શરીર ભીજવી ખેતરે કામ કર્ત્તા,
જેને થાએ શરદી ગરમી થોડકી અન્ય કર્ત્તાં;
ઉંચે જોઉં પરવત ચડી તો ઘણા અભ્રરંગી,
નીચે જોઉં ભરપુર ખુલ્યાં ઝાડનાં ઝુંડ રંગી. ૬

કો કો હામે ડુંગરપરથી ધોધ મોટા પડે છે,
જેમાં રૂડાં સૂરજ કિરણે રંગ ઝાઝા બને છે;
જ્હાણે સાંજે રૂડું ધનુષ જે આસમાને જણાએ,
જોતાં તેને નિર્ભય તરે કો ન આનંદ માંહે. ૭

હોડી ચાલે છર છર કરી કાપતી પાણીને ને,
ખેંચી બાંધ્યા પવનથકી આ તોય ફુલે સઢો તે;
મીઠાં ખાસાં સરવરતણાં નીર તો નિર્મળાં છે,
મેદાનોમાં હરણ બકરાં ગાય ઘેટાં ચરે છે. ૮

શોભે કેવાં બહુ ખડ અને ધાન્ય તે ખેતરોમાં,
ઝાડો લીલાં વિવિધ ફુલડાં વંન ને વાડીઓમાં;
વાયુ આવે ફરફર વળી એ મઝા કોણ જાણે?
સંધ્યાકાળે તટ નિરખતાં મોઝ કોને ન આવે? ૯

---

# કોની કોની છે ગુજરાત ?

કોની કોની છે ગુજરાત ?

ઉગ્રસેન રામ કૃષ્ણ સાત્યકી યાદવ જ્યાં સહુ વિરાજતા;
જ્યાં બ્રાહ્મણ ને રજપુત ઝાઝા ઈશને અર્થે ઝુઝયા હતા,
ત્યાંના લોકતણી શું કે'વી ?
નાના નારે નથી તેની;
ત્યારે કોની છે ગુજરાત ?

બુદ્ધ જૈનના ઘૂમ્યા વાદ જ્યાં મ્લેચ્છોશું શિલાદિત્ય લડયો;
ભૂવડશું વળી જયશિખરી જ્યાં બુદ્ધ પરાક્રમ દાખી પડયો,
ત્યાંના૦ નાના૦ ત્યારે૦

વળી રાજ્યનો રંગધ્વજ જ્યાં છશેંક વર્ષ લગી ઉડયો;
સરસ્વતી ને સેનાનીએ રંગ દાખવ્યો છે રૂડો.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦

કર્યું ધામ જ્યાં મુસલમાને નિજ રાજ્યનું વળી વડું;
મધ્યે આવ્યાંને બાને તે માની લે છે માન વડું.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦

રે જ્યાં કીધો કોપ કાળીએ રાજ્ય થયું ખંડેર બુડું:—
વળી રાજ્ય જ્યાં દખણી કેરૂં ઠાઠે દીપે કંઈક રૂડું.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦

વળી પુરાતન પ્રસિદ્ધ જગમાં ભૃગુનો આશ્રમ જ્યાં જોયો:—
વળી રંગ જ્યાં જનવસ્તુનો અંદરને નાકે સોયો.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦

છે અંગ્રેજી રાજ્યતણું જે ધામ મુખ્ય પશ્ચિમભણી:
જ્યાં ગુજરાતતણા જન વસીઆ કો રે વેળા થોડી ઘણી.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦

જ્યાં રેવામહીકાંઠા શોભે હિંદુ મુસલમાન રાજ્યથકે:—
વળી રાજ્ય રણની પેલીગમ જોય સિંધની લગોલગે.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦

વૃદ્ધનગર જેણે જોયાં સહુ ચડતાં પડતાં રાજ્ય ફરી;
હજી જીવે છે શું જોવાને પ્રજાતણા રંગઢંગ વળી.
ત્યાંના૦ નાના૦ ત્યારે૦

શું બ્રાહ્મણ ને વાણિયાકેરી શ્રાવક ને ભાટિયાકેરી;
ક્ષત્રી રજપુત કણબીકેરી બીલ અને કોળીકેરી.
બીજા શુદ્રતણી શું કે'વી?
નાના નારે નથી તેની
ત્યારે કોની છે ગુજરાત?

પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વધ્યા;
કોઈ રીતના તોપણ ને વળી આર્યધર્મને રાખી રહ્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત;
તેની તેની છે ગુજરાત.

વળી પરદેશી બીજા જેને ભૂમિએ પાળી મોટ કર્યા;
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણા તે ભાઈ કર્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત;
તેની તેની છે ગુજરાત.

નર્મદ કે' ગુજરાતી ભાઈઓ માતાને અર્થે આપ ધરે;
અંતે બંધન તોડી રણે સહુ ઝુઝી જય સુખ જશે ભરે.
પ્રેમ શૌર્યને કરી પ્રખ્યાત,
તે તે સહુની છે ગુજરાત;
તે તે સહુની છે ગુજરાત.

---

## મર્દ તે કોણ?

(રોળાવૃત્ત)

મર્દ તેહનું નામ, સમો આવ્યો કે ચાલે;
કનક કામિની તજી, સજી રણમાં જઈ મ્હાલે.

મર્દ તેહનું નામ. ડરે નહિ રણે જવાથી;
હોંશે ચડે તોખાર, ડગે નહિ રિપુ મળ્યાથી.

મર્દ તેહનું નામ, મરે પણ પણ નવ મૂકે;
ધરી ધીર શૂરભેર, તાક્યું નિશાન ન ચૂકે.

મર્દ તેહનું નામ, ભોગવે શ્રમે રળેલું;
સિંહ સરીખો તેહ, ખાય નહિ ઘાસ પડેલું.

મર્દ તેહનું નામ, દેશી સારૂ લડી મરતો;
જુગ જુગ જાગે જામ, નામ પોતાનું કરતો.

---

## માયાળુ મા.

(ભુજંગી)

ભુખે રોઉં તો થાનનું દૂધ પાતાં,
જમાડી પછી પ્રેમથી આપ ખાતાં;
સુવાડયા વિના દૂર તો નાં જતાંજી,
વળાએ નહિ પાડ માયાળુ માજી. ૧

દુઃખે રોઉં તો મીઠડાં ગીત ગાતાં,
કિલા ભાઈ બાપુ કહી પેટ વ્હાતાં.
વડી પ્રેમ ને ગોદ ઉછાળતાંજી, વળાએ. ૨

સુતો પારણે નિરખી આંસુ આણ્યાં,
નહિ સુખડાં તો વિના પ્રેમ જાણ્યાં;
બહુ બેસીને પાસ સંભાળતાંજી, વળાએ. ૩

મને અન્ન ખાવાનું પાણી પીવાનું,
વળા બોલવા ચાલવા ફ્હેરવાનું,
ઘણી મ્હેનતે શીખવ્યું વાંચતાંજી, વળાએ. ૪

રૂડી નીતિની વાત જાથૂ જણાવી,
પ્રભુ પ્રાર્થના રીત પ્રીતે ભણાવી;
કુછંદો તજાવ્યા બહુ બોધતાંજી, વળાએ. ૫

ખરેખાત માપુત્રસંબંધ કેવો,
ખરે જાણવો પૃથ્વી ને વૃક્ષ જેવો;
કૃતઘ્ની છતાં વ્હાલ તો આણતાંજી, વળાએ. ૬

અરે કેમ હું વિસરૂં ઉપકાર,
મણેથી નથી આવતો કાંઈ પાર;
કૃપાદૃષ્ટિ જોઈ રહ્યો હુંજ લાજી, વળાએ. ૭

રૂડાં છોકરાં સર્વ ને એવી રીતે,
નિતે માનશે માતણા પાડ પ્રીતે;
થશે સંધિ વાતે સુખી રોજ રહેજે,
કહ્યું નર્મદાશંકરે એમ છે જે. ૮

---

## ના હઠવું ના હઠવું.

(પદ)

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણ કહાડયું કે ના લટવું ના લટવું. ટેક.

સમજીને તો પગલું મૂકવું, મૂકીને ના બ્હીવું;
જવાય જો નહિ આગળ તોયે, ફરી ને પાછું લેવું.—ડ૦ વેણ.

સંકટ મ્હોટું આવી પડતે, મ્હોટું ન કરવું બ્હીલું;
કુળે બળે ખબ લડવું પણ ના, કરવું ફરવું ઉંચું.—ડ૦ વેણ.

ફતેહ કરીને આગળ વધશું, અથવા અહિંયા મરશું;
પણ લીધેલું તે પાળીશું, રે વજ્જરનું કરશું.—ડ૦ વેણ.

તજ હામ ને ઠામ મૂકવા, ખૂણા જે કો ખાળે;
ધિ:ક કાયર તે અપજશરૂપી, ખાળકુંડીમાં ઓળે.—ડ૦ વેણ.

ભણી ગણી જન પુખ્ત વિચારે, પાયો નાખે મજબુત;
કો કાળે પણ જશ મોટો લે, નર્મદ કેરૂં સાબુત.—ડ૦ વેણ.

---

## ધીરજ.

(૫૬)

ધીરાં થઈને સેહેવું પડે તે;
એ ન પરાક્રમ જાણવું જેતે. ધીરાં.

ઘાએલ લાંબાં ચતાં પડી રહેવું;
ટકટક જોવું મ્હોડે નવ કહેવું. ધીરાં.

છાતી ઉપર કો પગ મૂકી ભાંડા;
કો વળી પાણીનું પૂછી ઉડાડો. ધીરાં.

દુ:ખ થયે ન બબડવું રે ભાઈ;
હોય એવું કહી ભણવી ભલાઈ. ધીરાં.

સુખ થયે પાડ માનવો ભારે;
એમાં નવાઈ નહિ કોઈ ધારે. ધીરાં.

દુ:ખથકી વળી જીવ જો રીબાયે;
ઉચું જોવું કે વ્હેલું મોત થાયે. ધીરાં.

ભવરણમાં નરમદસિંહ સિપાઈ;
જોએ ધીરજથી હસીને ભવાઈ. ધીરાં.

---

## ગાયન વિષે.

(દોહરા)

ગાયનથી આનંદ બહુ, સહુ પ્રાણીને થાય;
શોક બ્હીક સંતાપ ને, થાક ઉતરી જાય.

ગાયનથી રસ વાધતો, નવે રસો સુહાય;
વીર ધસે રિપુની તરફ, કરૂણા પણ ઉભરાય.

ગાયનથી થઈ શાંત જન, લ્હેરે ઝોલા ખાય;
કુમળાં બાળક લ્હેરમાં, વ્હેલાં ઉંઘી જાય.

ગાયન અદ્દભુતથી સભા, ચિત્રામણ દેખાય;
પ્રવાસ ને એકાંતમાં, ગાયન મિત્ર ગણાય.

બજાવવા ગાવા થકી, નિપજે જે સુર રાગ;
નાચતણા તે તાલમાં, ઉપજાવે અનુરાગ.

હરણ હાથી હય ઉંટને, ઘણી જાતના નાગ;
એનાપર તેની અસર, થાયે જાણો જાગ.

બુલબુલ મેનાં ચીડિયાં, કોયલ ગાએ ફાગ;
રીઝંતા રીઝાવતાં, શોભાવે બહુ બાગ.

નાદબ્રહ્મકેરો કદી, લાગે નહિ કંઈ થાગ;
સર્વોપરી આનંદ એ, સમી જાય સહુ આગ.

---

## પિતા.

( ભુજંગી )

બહુ હર્ષથી ઉદ્યમે જન્મ જાણે,
કરાવ્યાં ગળ્યાં લોકને ગોળ ધાણે;
અરે ગુણ ને રૂપ જોયા વિનાજી,
વળાએ નહિ પાડ વ્હાલા પિતાજી. ૧

ઘણી રીતથી પાળી પોષી ઉછેર્યાં,
વિવેકે વધુ પ્રેમપાશેજ ઘેર્યાં;
બજારે તમે બ્હાર તેડી જતાજી, વળાએ. ૨

અરે બોલતો કાલું કાલું હું બાપ,
ઉમંગે તમે મારતા પ્રેમથાપ;
કરી કોટી ને ખૂબ ખોલાવતાજી, વગાએ. ૩

અરે છાતી ને મૂછના વાળ તાણ્યા,
તમે રીસ ને વેર લેશ ન આણ્યાં;
દઈ શીખ ને ખોડ ભંગાવતાજી, વગાએ. ૪

ઘણું દ્રવ્ય ખર્ચી શીખાડયો મનેજી,
ઘણી મ્હેનતો જાતથી લૈ અનેજી;
બતાવ્યાજ સંસાર રસ્તા ઘણ્ંજી, વગાએ. ૫

ભરી મુજમાં નીતિ તો ઠાંસી ઠાંસી,
થયો યોગ્ય વિદ્યા વિવેકે ન રાસી;
કુડા વ્હેમી વિચાર સુધારતાજી, વગાએ. ૬

તજી સર્વ કામો કરૂં સેવ સારી,
ફરી ના મળે મા અને બાપ ધારી;
ખરા સ્નેહમાં એજ માતા પિતાજી, વગાએ. ૭

થશે વૃદ્ધકાળે અશક્તિ શરીરે,
વ્હીલા નાજ મૂકું તમોને જરીરે;
તમે આશરો ઝાડ ને હું લતાજી, વગાએ. ૮

તમે તાત કીધા ઘણા ઉપકાર,
ગણ્યાએ નહિ કેમ કીધા અપાર;
અરે વિસરૂં તો ઠરૂં મૂર્ખ પાજી, વગાએ. ૯

રૂડાં છોકરાં સર્વ તે એવી રીતે,
નિતે માનશે તાતના પાડ પ્રીતે;
થશે સંધિ વાતે સુખી રોજ રહેજે,
કહ્યું નર્મદાશંકરે એમ છે જે. ૧૦

# રણ તો ધીરાનું.

(૫૬)

રણ તો ધીરાનું ધીરાનું, નહિ ઉતાવળા કાયરનું. ટેક.

ધીર વીર જે હોય તેજ ખૂબ, સંકટ સામો થાયે;
પ્હાડ પડે રણમાં રેહ ઉભો, લેશ નહિ ગભરાયે. રણ.

ધીર વીર કો પ્રસંગ શોધે, સ્હેવા કષ્ટો ભારે;
જાણી જોઈને આફત હોરે, રાજી ઘા લે ત્યારે. રણ.

યતે બાવરાં ઉતાવળાંરે, હામ થાય છે મ્હોટી;
વિના કારણે ઘાત થાય ને, જાય કનેથી લોટી. રણ.

કાયર થઈને નાસી જાતાં, અધવચ મૃત્યુ ઝાલે;
એ મરવાંના કુ—રણમાં, કર્તાં ના મરવું ભાલે. રણ.

ડાહ્યા તે દેશાવર વેઠે, જ્ઞાની બહુ અથડાયે;
ધીરવીરના પગ સંકટમાં, કદી નહિ લથડાયે. રણ.

ધાર્યું મેળવે વા ટકી રેહે, વા તે મૃત્યુ પામે;
ત્રણેથી તેને બહુ જશ છે, શત્રુ ધન્ય કહે સાંમે. રણ.

પ્રપંચ રણમાં બહુ સપડાવે, મોટા ત્રણે તાપો;
શૂરવીર જન કળે વળેથી, મારે તે પર છાપો. રણ.

ભણી વધારો જોસ્સા સહુજન, પણ કબજામાં રાખો;
પ્હેલે એ જીતી જાણો તો, શત્રુ નીચે નાખો. રણ.

જાણી જોઈના સંકટ હોરો, સંકટમાં ના બ્હીઓ;
કહે નર્મદ સહુ ધીરવીર થઈ, જશ લઈ જુગ જુગ જીવો. રણ.

---

# સાહસ કરવા વિષે.

(લાવણી)

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
યાહોમ કરીને પડો, ફતેહ છે આગે. ટેક.

કેટલાંક કર્મો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજી સમય નથી આવીઓ, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ જોઈ, બળ લાગે,
યાહોમ. સહુ ચલો. યાહોમ. ૧

સાહસે કર્યો પર્શુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યો નિજ વચને;
સાહસે ઈંદ્રજીત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ ભણે;
થઈ ગર્દ જંગમાં મર્દ હક્ક નિજ માંગે,
યાહોમ. સહુચ. યાહોમ. ૨

સાહસે કોલંબસ ગયો, નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડયો, યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપની સામાં,
સાહસે સ્કૉટે દેવું રે, વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે,
યાહોમ. સહુચ. યાહોમ. ૩

સાહસે જ્ઞાતિના બંધ, કાપી ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો;
સાહસે કરો વેપાર, જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, અક્ષરસ ચાખો;
સાહસે નર્મદાદેશ, દુઃખ સહુ ભાગે,
યાહોમ. સહુચ યાહોમ. ૪

---

# જે દુઃખ દે તે સ્હેવું.

(૨૯)

ટકટક જોયાં કરવું બળદિયા, ટકટક જોયાં કરવું. ટેક.
શક્તિ વગર તે બેસી જવાએ, ભાગી ગયા પગ તારા. બળ.
મર્થા ઉકતાં વલ્લું ચાલતાં, ફસકી જવાએ તુંથી. બળ.
ફાટી આંખ ને મ્હોંડ શીંણુ બહુ, દાંતો તો બીંડલા. બળ.
કુવા પેટમાં હાડ જણાતાં, શી આ તારી વેળા. બળ.
એવા હાલતે ગાડું ખેંચવું, સરજીત તુંને એવું. બળ.
ગાડીવાન તે મરડે પુછડું, જે દુઃખ દે તે સ્હેવું. બળ.
મારે ચાબખા ભોંકે પરાણા, મુક્કા દે બહુ પેટે. બળ.
ખેંચી નાથ ને દુઃખ બહુ દે છે, મુખથી ગાળો દે તે. બળ.
વળી મનમાં ઘણીક મૂંઝણો, વાચા વણુ શું જાણું. બળ.
ધિઃક મને આ દેખું તુજને, ચલણ નથી કંઈ મારૂં. બળ.

મોતથકી તું છૂટીશ બાપડા, ઉપાય નહિ કો એક. બળ.
તું જોવાને ઝટ્ મરણુ નહિ, ઇશ્વર નિર્દય છે કે ? બળ.
નહિ નહિ ઇશ્વર શુભ કો કારણે, જોએ તુંને આવો. બળ.
માત્ર તેહના સામું જો તું કે, છોડે દીનદયાળો. બળ.
અવધ આવી કે ઉંચું જોઈને, નાખી દીધું ડોકું—
બળદિયે, બળદિયો એમ મુઓ રીબાઈ.

---

## કુબીરવડ.

### (શિખરિણી)

ભૂરો ભાસ્યો ઝાંખો, દૂરથી ધુમસે પ્હાડ સરખો,
નદી વચ્ચે ઉભો, નિરભયપણે એક સરખો;
દીસ્યો હાર્યો જોદ્ધા, હરિતણું હૃદે ધ્યાન ધરતો,
સવારે એકાંતે, કબીરવડ એ શોક હરતો. (૧)

કદે દેખાવે એ, અચરતી જણાએ જગતમાં,
ખરે એ મ્હોરાંનો, મગરૂબ રહે દેશ નવ કાં ?
મનાએ સત્સંગે, પવિતર કબીરાભગતમાં,
પ્રજાની વૃદ્ધિએ, નિત અમર કે'વાય નવ કાં ? (૨)

જતાં પાસે જોઉં, વડ નહિ વડોનું વન ખરે,
મળે આડા ઉભા, અતિ નિકટ નીચે ઉપર જે;
વડો ઝાઝા તોએ, સહુ ભળી ગયે એક દીસતો;
વળી સંધાઓનું, અસલ જીવતું એક મૂળ તો. (૩)

કિયું ડાળું પ્હેલું, કંઈ ન પરખાઓ શ્રમ કરે,
ઘરોડયો પાડીને, અસલવડ રેલે જન કહે;
તણાયા છે ભાગો, ઘણી વખત જો એ વડ તણા,
નથાપી એ થાયે, ફુટ વીસ ગણ્યા સો પરિઘમાં. (૪)

ફુટી ડાળોમાંથી, પ્રથમ તરૂકેરી નિકળતા,
ખૂંચે તેવા તંતુ, વધી જઈ નીચે જે લટકતા;
જટાની શોભાથી, અતીશ શરમાઈ શિવ ઉઠયા,
જટાને સંકેલી, વડ તજી ગિરિએ જઈ રહ્યા. (૫)

જટા લાંબી લાંબી, મૂળ થડથી થોડેક દૂર જે,
નીચે ભૂમિ સાથે, અટકી પછી પેસે મહીજ તે;
મળી મૂળીયાંમાં, ફરી નીકળી આવે તરૂરૂપે,
ચડો બાંધી મોટાં, ઘણીક વડવાઈ કરી રહે. (૬)

વળી ડાળો મોટી, ઘણીક વડવાઈથી નીકળે,
જટા પાછી જેને, અસલ પરમાણેજ લટકે;
નવાં બાંધી થાળાં, નવીન વડવાઈ ઉગી બને,
નહિ નાની નાની, પણ મૂળ તરૂ તુલ્યજ કહે. (૭)

કહું એવી રીતે, અગણિત વડો ઉત્પન્ન થયા,
જીવે જે સંધાઓ, અસલ મૂળીયાંથી રસ ભર્યા;
બહુ ડાળી ડાળાં, પરસપર પત્રો ભળી ગયે,
ઘટાની શોભા તો, સરવ જનને વિસ્મિત કરે. (૮)

વડો વચ્ચે વચ્ચે, તરૂ અવર આસોપલવનાં,
વડોથી ઉંચા છે, ખીચખીચ ભર્યાં પત્રથી ઘણાં;
ઘણાં આંબા ભેગા, વળી ઘણીક સીતાફળી ઉગે,
બીજાં ઝાડો છોડો, વડની વચમાં તે જઈ ઘૂસે. (૯)

ઉનાળાનો ભાનુ, અતીશ મથી ભેદી નવ શકે,
ઘટા ઉંચે એવી, જન શીતળ છાયા સુખ લીએ;
ખુલી બાજુઓથી, બહુ પવન આવી જમીનને,
કરે ચોખ્ખી રૂડી, પછી મિત થઈને ખુશી કરે. (૧૦)

ઘણાં જંતુ પંખી, અમળ સુખ પામે અહિં રહી,
ઘણા જાત્રાળુઓ, અહિં ઉતરતા પુણ્ય સમજી;
ઘણા શીકારીઓ, ગમત કરતા રેહ બહુ અહિં,
હજારો લોકોને, અડચણ સમાતાં અહિં નહિ. (૧૧)

અહિંયાથી જોવી, ચકચકિત વ્હેતી નદી દૂરે,
પશુ કો જોવાં જે, અહિં તહિં ચરે બેટ ઉપરે;
ઘટા ભારે જોવી, શબદ સુણવા કોઈ ખગના,
દિલે વાયુ લેવો, સુખ નવ હીણા લે કરમના. (૧૨)

ઘટા થાળાં લીધે, ત્રણીક ફરવાને ગલી થઈ,
બઓાલો બંધાઈ, રમણીય બહુ બેઠક બની;
નિરાંતે જેમાં તો, ખુશી થકા 'રહે આદમી ઘણા,'
નિરાંતે જેમાં તો, ખુશી થકી રહે જોગી જપમાં, (૧૩)

દીપે છાયી જાડાં, હરિત કુમળાં પત્ર દ્રુમસાં,
વળી રાતા ટેટા, ચુગી બહુ જીવો પેટ ભરતાં;
પડે બાજુએથી, બહુ ખુશનુમાં રંગ કિરણો,
નીચે ચળકે તડકે, બરફ સરખાં દારથી પડો. (૧૪)

ઠરી મારી આંખો, કબીરવડ તુંને નિરખીને,
ખરી પાપી બુદ્ધિ, ખરીજ રૂડી જાત્રા થઈ મને;
વિશેષે શોભે છે, ગભીર વડ તુંથી નરમદા,
કૃતાર્થી મોટો હું દરશન વડે છું નરમદા. (૧૫)

---

## જય જય ગરવી ગુજરાત!

જય જય ગરવી ગુજરાત;
દીપે અરૂણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળળ કસુંબી, પ્રેમશૌર્ય અંકિત;
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને, પ્રેમભક્તિની રીત—
ઊંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.—૧

ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત;
છે દક્ષિણ દિશામાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત.—૨

નદી તાપી નર્મદા જોય;
મહીને બીજી પણ જોય;
વળી જોય સુભટના જુદ્ધરમણને, રત્નાગર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર.—
સંપે સોયે સહુ જાત;
જય જય ગરવી ગુજરાત.—૩

તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ;
તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત;
શુભ શકુન દીસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત.—
જન ઘૂમે નર્મદા સાથ;
જય જય ગરવી ગુજરાત.—૪

---



# શામળ ભટ્ટ.

જે વેળા કવિશિરોમણિ પ્રેમાનંદ લોકોને પૌરાણિક આખ્યાનો-દ્વારા કેળવી રહ્યા હતા લગભગ તેજ અરસામાં શામળ ભટ્ટ અમ્ લોકોને રસીલી કલ્પનાભરી વાર્તાથી કવિતા પ્રતિ દોરી રહ્યા હતા. તેઓ અમદાવાદના વેગણપુર (ગોમતીપુર) નામના પરામાં શ્રી ગૌડ માળવી બ્રાહ્મણ જ્ઞાતિમાં જન્મેલ હતા. તેમના પિતાનું નામ વીરેશ્વર હતું; અને તેમની માતાનું નામ આનંદીબાઈ હતું. નાનભટ્ટ તેમના ગુરૂ હતા. તેમનો જન્મ અને અવસાનકાળ નિશ્ચિતપણે કહી શકાતો નથી; પણ સન ૧૬૩૫ થી ૧૭૩૦ એ એમના અસ્તિત્વનો સમય મનાય છે. ખેડા જીલ્લાના સૂંઝ—સિંહુજ—પરગણાના પાટીદાર રખીદાસે તેમને પુરેપુરૂં ઉત્તેજન આપ્યું હતું; આ આશરાની અસર એટલી બધી એમના પર ગાઢ થયેલી લાગે છે કે; જેના પરિણામે તેમણે પોતાની કૃતિમાં આશ્રયદાતાને રાજા ભોજ સમો વર્ણવ્યો છે.

શામળ ભટ્ટે કવિતા—સાહિત્યમાં નવીનતા ઉપજાવી છે. સરળ વાર્તાઓ કવિતામાં ઉતારી ખેડુજનો અને અન્ય એવા અણઘડ ગ્રામ્ય-જનો આગળ તેઓ પ્રેમાનંદની પેઠે ગાઈ સંભળાવતા. આ કારણને લીધે તેમને ગ્રામ્ય ભાષાનો બ્હોળો ઉપયોગ કરવો પડયો છે. તેમને ફારસી અને અરબ્બી ભાષાનું પણ જ્ઞાન હશે કેમકે તે ગિરાના ઘણાએ શબ્દો એમનાં લખાણમાં પ્રવેશ પામ્યા છે. વાર્તાનું જન્મ—સ્થાન એ પોતાનું મગજ; તેને (વાર્તાને) મનગમતી બનાવવા જુદે જુદે

ઠેકાણેથી યોગ્ય સામાન લાવી પોતાની કવિતામાં યોગ્ય સ્થાને તે ગોઠવવામાં તેઓ ભારે કુશળ જણાય છે. પાઠકની બુદ્ધિ કેળવવા એમણે વાર્તામાં સમસ્યાને સારો આશ્રય આપ્યો છે. આ ઉખાણાંઓ તેમની પોતાની શક્તિનું પણ ભાન કરાવે છે. એમના છપ્પા તો પુરી પ્રસિદ્ધિ પામી ચૂકયા છે-ઘણાખરા કહેવતરૂપ બની ગયા છે. સ્રી કેળવણી, સ્રીનું સમાજમાં સ્થાન કયાં હોવું જોઇએ, બાલલગ્ન ને અટકાવ, પ્રેમલગ્નનાં મંડાણ વગેરે સમાજ સુધારાના વિષયને પણ સારી પેઠે ઉકેલ્યા છે.

એમની વાર્તાઓ—સિંહાસન બત્રીસી, વૈતાલ પચ્ચીશી, સુડા બહોતેરી, નંદ બત્રીશી, પદ્માવતી વગેરે છે. અંગદવિષ્ટિ, રાવણ મંદોદરી સંવાદ, ઉદ્યમ કર્મ સંવાદ, શામળ રત્નમાળા વગેરે પણ વાચન યોગ્ય છે.

---

## કવિ શામળ ભટ્ટની કૃતિમાંથી:—

### પેટ.

(છપ્પા)

પેટ કરાવે વેઠ, પેટ વાજાં વગડાવે;
પેટ ઉપડાવે ભાર, પેટ ગુણ સૌના ગાવે;
પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરે છે;
પેટ કરે છે જાર, પેટ તો સત્ય હરે છે;
વળી સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે;
શામળ કહે સાચું માનજો, પેટ પાપ નરને નડે.

વિપ્ર પેટને કાજ, શાસ્ત્ર વાંચે ને શીખે;
વિચરી વળી વિદેશ, ભણેલા થઈને ભીખે;
વણિક પેટને કાજ, ચાહીને વ્હાણ ચડે છે;
મજુર ઉપાડે ભાર, ઘણા જણ ઘાટ ઘડે છે;
વળી કાસદ કરે છે કાસદું, શિર કાપી તસ્કર મરે;
કહે શામળ પેટને કારણે, કુલાચાર સૌ કો હણે.

પેટ ચડાવે વાંસ, પેટથી નરતક નાચે;
પેટ કાજ ગુણ ગાય, ઊંચ નીચાને નાચે;
પેટ કરે છળ કપટ, પેટ રણમાં રખડાવે;
પેટ કરે વિખવાદ, પેટ તો શીશ કટાવે;
ચોરી ચાડી ને ચાકરી, અધર્મ સૌ આ પેટના,
શામળ કહે સાચું માનજો, પ્રપંચ પાપી પેટના.

## વિદ્યા.

પંડિત આગળ મૂઢ, હંસ આગળ જ્યમ બગ્ગા;
પંડિત આગળ મૂઢ, કોકિલા આગળ કગ્ગા;
પંડિત આગળ મૂઢ, રાય આગળ જ્યમ રંકા;
પંડિત આગળ મૂઢ, સિંધુ આગળ જ્યમ ટંકા;
પંડિત પ્રાક્રમી પૂરા, પંડિત સહુ શિર મોર છે;
શામળ કહે પંડિત આગળે, મૂઢ તો ચાકર ચોર છે.

વિદ્યા મૂકાવે માગ, પૂર્ણ જશ વિદ્યા પામે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે;
વિદ્યામાંહિ વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ જગતમાં મોહિની જાણી;
સદ્દવિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડું નહિ કશું.
સદ્દવિદ્યા આગળ ધન કશું, વિદ્યાવિહીન નર તે પશુ.

મૂરખને વાહંન, પંડિત અડવાણો ચાલે;
મૂરખ મોતનમાળ, પંડિત ફુલમાળા ઘાલે;
મૂરખને બહુ માન, પંડિત કદી ગરીબ કહાવે;
મૂર્ખને અલખત મોઝ, પંડિત ખડ ધાન્યજ ખાવે;
પણ મૂરખ કાચ કથીર છે, દીસંતાં તો દિલ હરે;
પણ પંડિત રત્ન અમૂલ્ય છે, શામળ ઝવેરી પરીક્ષા કરે.

પંડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો;
પંડિત પ્રાક્રમ પૂર, મહીપતિનો માનીતો;
પંડિતને પરણામ, કરે જન સૌ કર જોડે;
પંડિતને સન્માન, માન અનમીના મોડે;
જે આગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિધા તે લહે,
છે વિદ્યા મોટી વિશ્વમાં, કવિ શામળ તો સાચું કહે.

---

## વચન પાળવા વિષે.

વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘેર ભરીયું પાણી;
વચન એકને કાજ, કૃષ્ણે કુબ્જાને આણી;
વચન એકને કાજ, હરે હળાહળ પીધું;
વચન એકને કાજ, દેવ વર દૈત્યે લીધું;
શુભ ધર્મ કર્મને શર્મ સૌ, વચન જતાં તે વહી ગયું;
કવિ શામળભટ સાચું કહે, વચન ગયું તો થઈ રહ્યું.

એક વચનને કાજ, રંક રાવણ થઈ બેઠો;
વચન એકને કાજ, બળી પાતાળે પેઠો;
એક વચનને કાજ, વેચી હરિશ્ચંદ્રે નારી;
એક વચનને કાજ, પાંડવો હાર્યા પ્યારી;
વળી એક વચનને કારણે, ભડ પાંચે વનમાં ભમ્યા;
કહે શામળ વચનજ કારણે; સો કીચક સાથે શમ્યા.

વચન પાળે તે રાય, બાકી તો રાંડી રાંડો;
વચન પાળે તે શાહ, બાકી ગુણહીણો ગાંડો;
વચન પાળે તે વિપ્ર, ધર્મ સહુ ધાર્યો તેણે;
વચન પાળ્યું તે વીર, જગત જશ લીધો જેણે;
પાળે સદ્‌વાયક પ્રેમદા, પાંચે પૂરણ પક્ષણી;
શામળ કહે વચન ન સાચવે, લલના એજ કુલક્ષણી.

---

## મોત.

જે જન્યું તે જાય, જેહ ફુલ્યું તેહ ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચઢ્યું તે તો ઉતરશે;
લીલું તે સુકાય, નવું તે જુનું થાશે;
આવરદા વશ સર્વ, કાળ સૌ કોને ખાશે;
જો કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી.

કોઈ આજ કોઈ કાલ, કોઈ દિવસે કોઈ રાતે;
કોઈ જોબન કોઈ વૃદ્ધ, બાળજન જુવતી જાતે;
કોઈ તાવે તરફડી, આપઘાતે કોઈ મરતાં;
કોઈ ભોગ કોઈ રોગ, કોઈ તો સર્પ કરડતાં;
કોઈ વાસિ વિકાર કે હડકવા, કોઈ મમતે લડીને મુઓ,
પણ કાળ ન મૂકે કોઈને શામળ કહે સમજી જુઓ.

પેસે અરણુવ નીર, તીર ગંગાને બેસે;
ચઢે જો પર્વત મેર, કદી પાતાળે પેસે;
પર્વમાંહી પરવેશ, કરે આપે બહુ એકાંતે;
ઓસડ અમૃતાહાર, ભમે ભલભલા ભ્રાંતે;
કિંકર રાખે કંઈ કોટિધા, સંચ પ્રપંચ ઘણા કરે;
શામળ કહે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે.

મારૂં મારૂં કહે મૂઢ, કારમી કાયા માયા;
આશાને આરૂઢ, અંધ થઇ ધંધે ધાયા;
આ મારૂં ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલિભાત ભણાવું;
પણ જેમ દીપક વશ છે વાયુને, કાચો કૂપો કાચનો;
શામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો.

નાઠે ન મૂકે ભૂખ દુઃખ નાઠે નવ જાયે;
નાઠે ન મૂકે ભોગ, રોગ નાઠે પણ થાયે;
નાઠે ન મૂકે તાવ, પાપ નાઠે નવ છૂટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લૂંટે;
કદી નાઠે મોત મૂકે નહિ, પ્રસવ્યો ત્યાંથી પાશ છે;
કવિ શામળ ભટ સાચું કહે, નામ સર્વનો નાશ છે.

---

## સદ્‌ગુણ દુર્ગુણ વિષે.

કામ ક્રોધ ને લોભ, મોહ માયા નવ મંડે;
અહંકાર અભિમાન, છક્ક છળ ભેદજ છંડે;
પરધન ને પરનાર, તજે પરનિંદા પ્રીતે;
સત્ય સાથ સંબંધ, રજોગુણ રાખે રીતે;
દે દાન માન સન્માન શુભ, પરમારથ પ્રીતે કરે;
જો ગૃહસ્થમાં ગુણ એટલા, તો ઈંકોતેરે ઉદ્ધરે.

પ્રતિદિન પ્રાતઃકાળ, સ્નાન સંધ્યા શુભ સેવા;
ગંગાજળ સમ ગણે, પિતા માતા ગુરૂદેવા;
ગાય વિપ્રનાં વૃંદ, તુળસી પીપળાને પૂજે;
જીભે આઠે જામ, સત્યની વાણી સૂઝે;
ભોજન કરાવી ભોજન કરે, યથાશક્તિ દાતા દયા;
શામળ સદ્‌ગુણી ગૃહસ્થ તે, સહજમાંજ સ્વર્ગે ગયા.

છાની ન રહે છેક, રીત ભુંડી કે રૂડી;
ઘરમાં કરીએ ગુહ્ય, દેશમાં વાગે ડુંડી;
છાના ન રહે પુરૂષ, શૂર કાયર કે દાતા;
છાનું ન રહે છિદ્ર, ભ્રાત ભગની કે માતા;
વળી વિદ્યા છાની નહિ રહે, લીલાલહેર લક્ષ્મી તણી;
કદી છાનું પાપ રહે નહિ, ખોટી ચાલ પૃથ્વી ખણી.

હાસ થકી બહુ હાણ; હાસથી ગરૂઆ ગાંજે;
હાસથી હોયે કલેશ; હાસથી ભવનજ ભાંજે;
હાસથી રૂઠે રાય, હાસથી હિંમત હારે;
હાસથકી જશ જાય, હાસ વણ મોતે મારે;
હસવાથી હુંશ પહોંચે નહિ, હસે ખોડે લાગે ખરી;
શામળ કહે શાણા સમજજો, કરશો નહિ કદી મશ્કરી.

ધન્ય તેહની માત; પુણ્ય ઉપર જો પ્રીતિ;
ધન્ય તેહની માત, જેહ ઘર રૂડી રીતિ;
ધન્ય તેહની માત, જેહ સદાવ્રત આપે;
ધન્ય તેહની માત, પરાયાં કષ્ટજ કાપે;
ધન્ય ધન્ય તો માતા તેહની, દરિદ્રતા કવિની દળે; *
કહે શામળ તે સાથો વડો, બાકી બીજા બહુ મળે.

---

## પિતાનું હેત.

પુત્ર તણો વિજોગ, તેથી દાવાનળ રૂડો;
પુત્ર તણો વિજોગ, તેથી શુભ જળમાં બૂડયો;
પુત્ર તણો વિજોગ, તેથી શુભ ડસવો સાપે;
પુત્ર તણો વિજોગ, તેથી શુભ તપવું તાપે;
મહા દુઃખ નહિ મરવાતણું; દુઃખ નહિ તન રોગનું;
પણ ક્રોડ દુઃખ શામળ કહે, મોહું પુત્ર વિજોગનું.

---

* કવિ શામળ પોતાના આશ્રયદાતા રખીદાસના સંબંધમાં આ ઊકિત ઉચ્ચારતા હોય એમ લાગે છે.
મંત્રી. સા. સ.

## દાતાર.

તરૂવર લીલું જાંહ, છાંહ તેની સૌ બેસે;
ભર્યું નવાણે નીર, પાણી પીવા સૌ પેસે;
ફળ્યો દેખી વનરાય, જાય ક્ષુધાતુર ખાવા;
ગંગા જ્યાં ગંભીર, નીર સૌ જાયે ન્હાવા;
જ્યાં દાતા દિલ દરિયાવ છે, ત્યાં જાચક જાએ ઘણા;
વૈતાળ જાય વિક્રમ કને, શામળ શી મોટમ મણા.

પૂજે જે કો દેવ, દેહ દેવાંશી થાએ:
અમર થાય તે આપ, જેહ અમરિતફળ ખાએ;
ભળે ગંગમાં નીર, તેહ પણ થાએ ગંગા;
મળાયાગરને પવન, કાષ્ટ ચંદન શુભ અંગા;
સુધરે સજ્જન સંગત થકી, તુંબી સંગ જ્યમ તન તરે;
કવિ શામળ ભટ સાચું કહે, દાતા આપ સમો કરે.

---

## લોભ.

લોભ તજાવે લાજ, લોભ તો સત છંડાવે;
લોભ ભગાવે ભાર, લોભ દાડી દંડાવે;
લોભ કરાવે પાપ, શાપ લોભે લે માથે;
લોભે બગડે બહુ શુદ્ધ નારી કોઈ સાથે;
તે લોભ નીચમાં નીચ છે, લોભે બુદ્ધિ ઘટે ઘણી;
કવિ શામળ ભટ સાચું કહે, લોભ નરક કેરો ધણી.

લોભે તૂટે પ્રીત, લોભથી હિત ન હોએ:
લોભે ચોરી ચાડી, કરે કુળવંતા કોએ;
લોભે બોલે જૂઠ, લોભથી હત્યા થાએ;
લોભે જાય વિદેશ, લોભથી ગાણાં ગાએ;
લોભી સઘળો સંસાર છે, હોય જેથી પણ હીનતા;
શામળ બહુ લોભી બે જણાં, વિપ્ર અને વળી વિનતા.

લોભ કરાવે કષ્ટ, લોભ મરજાદ મટાડે;
લોભ કપાવે શીશ, લોભ ગુણજ્ઞાન ઘટાડે;
લોભે જાય તણાઈ, લોભ સુખ સર્વ શમાવે;
ઉત્તમ અધિપતિ આપ, નીચને શીશ નમાવે;
દુઃખ દાવાનળ તો લોભ છે, કરે ગુણીને ગરકમાં;
કવિ શામળભટ સાચું કહે, લોભી પડશે નરકમાં.

---

## ભીખ.

ભીખમાંહિ નહિ ભોગ, ભીખથી જોગ ન સાધે;
ભીખ માંહિ નહિ માન, ભીખથી ભાગ્ય ન વાધે;
ભીખ નામ નિર્માલ, ભીખથી ભારજ ખુએ;
ભિક્ષુક ઓછું પાત્ર, ભીખ સામું કો જુએ;
છે વરણ તુચ્છ તે સરવથી, ભીખ હોય હલકી બહુ;
કવિ શામળ કહે શાણા સૂણો, ભીખથી ભૂંડું શું કહું.

થર થર ધ્રુજે દેહ, દેહની શુદ્ધ વિસારે;
તન ઉપર નહિ તેજ, રામનું નામ ઉચારે;
ગળું ગળગળું થાય, નેત્રથી નીર ઝરે છે;
બોલે હળવા બોલ, શ્વાસ ઉશ્વાસ ભરે છે;
જેટલાં ચિન્હ મરવાં તણાં, દુઃખદાવાનળ લાગતાં;
શરીરે ઉપજે શામળ કહે, માગણ જનને માગતાં.

---

## સત્ય.

સત્ય રાખ્યું હરિશ્ચંદ્ર, નીચઘર પાણી ભરીયું;
રાખ્યું સત્ય બળીરાય, રાજ્ય પાતળે કરીયું;
સત્ય સુધન્વા વીર, તેલ તાતે તન ધરીયું;
મીરાં રાખ્યું સત્ય, વિષનું અમૃત કરીયું;
સત રાખ્યું જે સતવાદીએ, આગળથી મહાદુઃખ મળ્યાં;
શામળ કહે અંતે સત તર્યું, ફળ સુખનાં ઉત્તમ ફળ્યાં.

સાચું બોલે ચોર, છેક બંધનથી છૂટે;
સાચું બોલે જાર, રાય તેને નવ કૂટે;
સાચું બોલે શત્રુ દંડ તેને નહિ દેશે;
સાચું બોલે શાહ, નામ તેનું નહિ લેશે;
છે સાચાને સુખ હુંકડું, સતનો સૂરજ સાખિયો;
શામળ સાચોજ સલક્ષણો, ભૂપ ભલાએ ભાખિયો.

---

## સાચી સમજ.

જટા ધરે વડ વૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;
જળચર જળમાં નાય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુડાવે શીશ, અજા મુખ દાઢું રાખે;
ગર્ધવ લોટે છાર, શુક મુખ રામજ ભાખે;
વળી મોર તજે છે માનુની, શ્વાન સકળનું ખાય છે;
કવિ શામળ કહે સાચા વિના, કોણ સ્વર્ગમાં જાય છે.

ઉંચું ભાળે ઊંટ, વાગોળ નીચું ન્યાળે;
તરૂવર સે'છે તાપ, પાડ આસન દઢ વાળે;
ઘર કરી ન રહે નાગ, ઊંદરો રહે છપીને;
નોળીકર્મ ગજરાજ, ભસ્મ ફળાવ કપિને;
ઈશ્વર અનુભવ વિણુ નવ મળે, સેંજ ભાવના ભંગ છે;
શામળ મનસા સિદ્ધ તેહને, કથરોટમાં ગંગ છે.

સિદ્ધ મુડાવ્યાં શીશ, કરી ઉઘાડી કાયા;
ફરી માગતી ભીખ, ન મેલી કોઈએ માયા;
વરતી ઘણાએ વેશ, લક્ષણો લેશ ન લેતા;
કાયા માયા કાજ, ફરે ધર્મ લાભ કહેતા;
વિશ્વંભર તેથી વેગળો, જ્યાં લગી મન ભામની ભજી;
શામળ કહે સાચો સિદ્ધ તે, જેણે મમતા ને માયા તજી.

---

## પ્રશ્ન–ઉત્તર (પ્રશ્નોત્તરી)

(દોહરા)

સવાલ—કર જોડી કરી કામની, સાંભળજો દ્વિજરાય;
કોને કહીએ ચતુર નર, તેહ બતાવો ત્યાંય,

પંડિત તે કોને કહું, મૂરખ કોણજ હોય;
ધનપતિ તે કોને કહું, કોણ દરિદ્રી સોય.

કોણ સુખી કોણ દુખીઆ, કુણ કાયર કુણ શૂર;
કોણ મુવો કોણ જીવતો, કોણ નિકટ કોણ દૂર,

કોણ વાત અચરત કહે, કુણ રાજા કુણ રંક;
ઉત્તર આપો એટલો તો વાળો આડો અંક.

જવાબ—વિપ્ર કહે વનિતા સુણો, હૃદે ધરી બહુ ધ્યાન;
જે પૂછ્યું તે હું કહું, શાસ્ત્ર તણું જે જ્ઞાન.

ખાટો તૂરો ખટરસ, નવરસ ચતુર અનેક;
ખીર નીર કરે જૂજવાં, હંસ ચતુર છે એક.

પય પાણી કરે એકઠાં, મેલે હંસ હજુર;
દૂધ દૂધ પ્રાશન કરે, પાણી મેલે દૂર.

ચતુર પુરૂષ તો એક છે, તેં પૂછ્યા બહુ ભેદ;
ઉત્તર આપું અનુક્રમે, (જે) વાણી બોલે વેદ.

નિર્ણય શાસ્ત્રતણો કરે, જાણે સર્વ વિવેક;
એવા પંડિત અાંત ઘણા, હરિ ગુણ જાણે એક.

કીર્તિ આપ તણી કરે, ધરે વૃથા શિર ભાર;
મરે પરસ્રીના સ્નેહથી, ડરે ન ચિત્ત લગાર.

એવા મૂરખ કેટલા, કહેતાં નાવે પાર;
પારબ્રહ્મ પૂજે નહિ, તે મૂરખ અવતાર.

હયપતિ, ગજપતિ, રથપતિ, સિંહાસનપતિ જેહ;
પુત્ર દાર પરિવારશું, લક્ષ્મી ને વળી નેહ.

એવા ધનવંતા ઘણા, કહેતાં નાવે છેહ;
રામનામ ગાંઠે ગરથ, મોટો ધનવંત તેહ.

આસના વાસના જેમાં નહિ, આળસ ઊંઘ હોય અંગ;
કરે યાચના વિપ્ર તે, કરે માન નિજ ભંગ.

એમ અધિકાર દરિદ્રીઓ, એવા અપરંપાર;
ગર્થ ઘણો દાતા નહિ, (તે) દરિદ્રનો સરદાર.

સંપ સહોદરમાં ઘણો, દેહ નિરોગી હોય;
નવ જાવું પરદેશમાં, સુખીઓ કહીએ સોય.

સંતોષી સબળો સુખી, એવા સુખી હજાર;
જેને માથે ઋણ નહિ, સુખીઆનો સરદાર.

મૂરખ સુત છે જેહનો, વિધવા કન્યા હોય;
ચતુર વસે કુગ્રામમાં, મોટો દુખીઓ સોય.

દુઃખી કહું હું કેટલા, સાંભળ શામા વાણ્;
ભૂખ દુઃખ કુભારજા એ દુઃખીઓ પરમાણ્.

બ્રાહ્મણ જગથી ઓસરે, ક્ષત્રી રણથી જાય;
વૈશ્ય ડરે વેપારથી, તે કાયર કહેવાય.

કાયર કહેતાં બોલીએ, મોટો કાયર જેહ;
ઘેર અભ્યાગત આવીઓ, આદર ન કરે તેહ.

શૂરા જે કો રણ મધે, પરકાજે દે પ્રાણ;
બોલે રાજસભા વિષે, જીત્યા જશ સુજાણ.

કરે વ્હાર જે રંકની, ન કરે આપ વખાણ;
થોડું ધન ખરચે ઘણો, તે શૂરો પરમાણ.

મૂરખ તે પહેલો મૂવો, બીજો જેને રોગ
ત્રીજો પરદેશી મૂવો, ચોથો પરવશ ભોગ.

મૃત્યુક એવાં અતિ ઘણાં, તેમાં નહિ કંઈ ભેદ;
મોટું મર્ણ દરિદ્રનું, વાણી બોલે વેદ.

કોઈ દુઃખી કોઈ સુખીઆ, ચિરંજીવ નહિ હોય;
જેનાં જશ કીર્તિ સદા, તે તો જીવ્યો સોય.

દશ ઈંદ્રિ છે દેહમાં, જેણે શોભે તંન;
સરવે શોભે વેગળું સદા સમરખી મંન.

દૂર દેશ વસે ઘણા, દૂર સમુદ્રનું પૂર;
જેશું મન માન્યું સદા, તે પાસેથી દૂર.

દુનિયા દેખે કુમતી, ડરે ન દિલ લગાર;
એહ મૂવા મરવું નથી, અચરત એહ અપાર.

એક રાય પૃથ્વીપતિ, બીજો ધનવંત જેહ;
એવા રાજા અતિઘણા, મોટો રાજા મેહ.

રંક પશુ પરવશ પડ્યું, બીજું બાળ કહેવાય;
રંક શિરોમણિ કન્યકા, જ્યાં આવે ત્યાં જાય.

વચન સુણી વાડવ તણાં, વનિતા વદતી ધન્ય;
જે મેં પૂછ્યું (તે) તમો કહ્યું, માન્યું મારૂં મંન.

---

## સમસ્યા.

સ. એક નરે નરને ગળ્યો, (એ) સરવે શોભાવંત;
અધિપતિ અંગે અડયો (કો) ચિત્ત વિચારી ચંત.

જ. પાગ વિનાનો પરવરે, નર બહુ રાખે નેહ;
ઉજ્જવલ અંગે ઓપતો, જામો કહીએ તેહ.

સ, ઉત્તમ કુળથી ઉપની, તાત તણો જે તાત;
તે સાથે વિવા કર્યો, સમજો સજ્જન વાત.

જ. મહીપતિ કહે સુણ માનિની, ઉત્તર આપું એહ;
એ સમસ્યા હું સમઝીઓ, તક્ર કહી જે તેહ.

સ. શિર ઉપર ગંગા વસે, કોટે રૂંઢની માળ;
વૃષભ વાહન કોણ કરે, શિવ વિણ કોણ ભૂપાળ.

જ. એક ભરે એક ઠાલવે, નિત નિત નીરશું નેહ;
દિન દિન ફરતું દાખવે, રેંટ ચક્રનું જેહ.

સ. એક નારી આ વિશ્વમાં, પાડે સહુને ત્રાસ;
આઠ માસ છાની રહે, મહાલે ચારે માસ.

સ. એક નારી સંસારમાં, રાય રંક નૈર જાય;
જે ઉપર કરૂણા કરે, મૃતકતૂલ્ય તે થાય.
સ. ચાર પગ પણ ચાલે નહિ, એક વાંસો એ શીશ;
બાળક તેના પેટમાં, જાતે પંઢ કહીશ.
સ. નારી એક નવખંડમાં, લાગે સહુને અંગ;
સબળાને નિર્બળ કરે, કરે રંગનો ભંગ.
(પદ્માવતીની વાર્તા.)

---

## જન્મસિદ્ધિ ભોગવી પછી જરા તું જો!

(મલ્લીદીપ)

૧

સૂર્યનો પ્રદીપ ઉદયઅસ્તથી ભર્યો;
હોય એ તપસ્વીનો પ્રતાપ ઉગ્ર જો!
ઉષ્ણતાભર્યાં ઉદ્દીપન જગાવતો,
સૃષ્ટિને અબોલ ઉજ્જવલ વિકસાવતો:
આત્મ-સૂર્ય તો અનસ્ત દિવ્યતા ભર્યો;
જન્મસિદ્ધિ ભોગવી પછી જરા તું જો!

૨

ચન્દ્રનો પ્રદીપ વૃદ્ધિક્ષયથકી ભર્યો:
હોય એ તપસ્વી કેરી કાંતિ લલિત જો!
શીતલબલભર્યાં સંદીપન જગાવતો:
સૃષ્ટિને અબોલ સુન્દર અજવાળતો:
આત્મ-ચન્દ્રનો કલાપી પૂર્ણિમા ભર્યો;
જન્મસિદ્ધિ ભોગવી પછી જરા તું જો!

૩

તારા પ્રદીપ સમૂહ અંધિપટ ભર્યો:
ત્હોયે એ તપસ્વી ગણ રસાત્મક તું જો!
એકમેક દિન પ્રદીપન સૌમ્ય સાધતો:
સૃષ્ટિને અબોલ બ્રહ્મગીતથી નચવતો:
આત્મ-તારલો અનંત ચેતના ભર્યો:
જન્મસિદ્ધિ જોગવી પછી જરા તું જો!

જન્મ લલિત.

---

## હિન્દી યુવકને.

(ગઝલ)

હિન્દી યુવક! હિન્દે સમય-વીણા બજાવી દે;
સ્વાતંત્ર્યના ગેબી સૂરો સત્વર ગજાવી દે!

હિન્દી યુવક! હિન્દે લલિત જાગૃતિ જગાવી દે:
પ્રિય જન્મજનનીનુંજ રૂધિરામૃત ઝગાવી દે!

હિન્દી યુવક! હિન્દે તું હમદીની મચાવી દે:
ઉન્નત પદે ઉશ્કેરતાં થનગન નચાવી દે!

હિન્દી યુવક! જગત દર્શન બતાવી દે:
પ્રાચીનથી પ્રોજ્વલજ અર્વાચીન બનાવી દે!

હિન્દી યુવક! હિન્દે ચમક આત્મિક ચલાવી દે:
પ્રેમેજ સ્વજનોને સ્વરાજ્યે તું મ્હાલાવી દે!

જન્મ-લલિત

---

## કામ કરોજી કામ.

(રાગ ધન્યાશ્રી)

(નિર્ધનકો ધન રામ, હમારો નિર્ધન કો ધન રામ; એ રાહ)

કામ કરોજી કામ, જગતમાં કામજ સુખ મુદ્દામ.
કામજ ભક્તિ, કામજ મુક્તિ, કામ સ્વર્ગ વિશ્રામ. જગતમાં૦
કામજ ગંગા, કામજ યમુના, કાશી મથુરાં ધામ. જગતમાં૦
કામજ મક્કા, કામજ મદીના, કામજ યરૂસાલામ. જગતમાં૦
કામજ ખુરશિદ, કામ અરદીસુર, કામ આતશ બહેરામ. જગતમાં૦
કામ સર્વ સંપત્તનો પાયો, ભવતારણ પરિણામ. જગતમાં૦
રાજ્ય અમર મન કામથી મેળવે, બેસે નકામું ગુલામ. જગતમાં૦
કામ કરી ટાળો આ જગનાં, જોખમ ને હિંગામ. જગતમાં૦
ટાળો દુઃખ, દર્દ, વિપત્તિ સહુ, છોડી કામ લગામ. જગતમાં૦
પાપ પનોતિ પતશે આધી, ભીડવે કામની હામ. જગતમાં૦
સજો કામ શસ્ત્રો શૂરવીરો, ધસજો રણસંગ્રામ. જગતમાં૦
રોકો તન મન, ધન રોકી લ્યો, માનો શુભ પેગામ. જગતમાં૦
અનુભવસિદ્ધ શિખામણ માનો, માનો શુભ પેગામ. જગતમાં૦

સ્વ. બહેરામજી મહેરવાનજી મલબારી (અનુભવિકા)

---

## ગગન મંડળનો રાત્ર સમયનો ઠાઠ.

(દોધક છંદ)

રાત પડે નભ માંય નિહાળું,
જે વખતે ઉઘડે નભતાળું;
સ્પષ્ટ દીસે દુનિયા બહુ આવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૧

સૂર્ય સુવે નિકળે ગ્રહરાજા,
તેજ થયાં સહુને કરી તાજા;
થાય વિદાય દીસે નિંદ લાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૨

ચંદ્ર પછી ગ્રહ દાઠ વિરાજે,
જે ઝળકે જનના સુખ કાજે;
તેજ ધરાપર દે વરસાવી;
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૩

ગંભીર આભ દીસે ગુણવંતું,
પ્રાણુ પળે બહુ જયાં જીવ જંતુ;
મોજ કરે મનમાં સહુ ભાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૪

વેગ અમાપ ત્વરા થકી કાપે,
કોણુ ગણત્રી ગણી હદ માપે,
કોણુ દિયે યશ જ્યોત બુજાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૫

આમ દમામ ધરી નભ ધીકે,
નાસ્તિક લોક મરે ખળ બ્હીકે;
વ્યર્થ બધી જીંદગાની ગુમાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૬

જેમ ખરે ગ્રહ સુંદર તારા,
માનવી તેમ ખરેખર નારા;
કો પદવી સહુકાળ ન ફાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૭

આપ પ્રભુ સહુ વૈભવ દાતા,
દુષ્ટ હરી કર શુભ સુજ્ઞાતા;
તેં બહેરામની શુદ્ધ બચાવી,
જે પ્રભુ તેં સુખકાજ બનાવી. ૮

સ્વ. મલબારી (નીતિવિનોદ)

ૐ

# કવિ-વાણી

## ભાગ ૨ જો.

## અનુક્રમણિકા.

| ાનું | વિષય | કયાંથી. |
|---|---|---|
| ૭ | ગણેશ ગીત | નર્મ-કવિતા. |
| ૯ | આગગાડી | ,, |
| ૩ | સ્વતંત્રતા | ,, |
| ૪ | ચોમાસામાં | ,, |
| ૬ | કોની કોની છે ગુજરાત | ,, |
| ૮ | મર્દ તે કોણ | ,, |
| ૯ | માયાળુ મા | ,, |
| ૦ | ના હટવું ના હટવું | ,, |
| ૧ | ધીરજ | ,, |
| ૧ | ગાયન વિષે | ,, |
| ૨ | પિતા | ,, |
| ૪ | રણ તો ધીરાનું | ,, |
| ૫ | સાહસ કરવા વિષે | ,, |
| ૬ | જે દુઃખ દે તે સ્હેવું | ,, |
| ૭ | કબીરવડ | ,, |
| ૦ | જય જય ગરવી ગુજરાત | ,, |
| ૩ | પેટ | શામળ ભટ્ટ. |
| ૪ | વિદ્યા | ,, |
| ૫ | વચન પાળવા વિષે | ,, |
| ૬ | મોત | ,, |
| ૭ | સદ્ગુણ દુર્ગુણ વિષે | ,, |



# શ્રી વીલે પારલે સાહિત્ય સભા.

ઉદ્દેશો.

સાહિત્યસેવા.
કેળવણીનો પ્રચાર.
વકૃત્વશક્તિની ખીલવણી.
ઐક્યની વૃદ્ધિ.
ગરીબને સહાય.
ભ્રાતૃભાવની અભિવૃદ્ધિ.

---

**સભાના મુરબ્બીઓ—**

રા. રા. જે. કે. તારાચંદ બેરીસ્ટર.
ડૉ. એમ. બી. વેલકર.

**સભાના જીવન પર્યંતના સન્માનિત સભ્યો—**

કવિશ્રી જન્મશંકર મહાશંકર બુચ (લલિત)
રા. રા. મોતીરામ નરહરિશંકર શુકલ

---

**મંગાવો—**

**સભાએ પ્રકાશિત કરેલ પુસ્તક—**

| | રૂ. આ. |
|---|---|
| રસ ઝરણું–પુષ્પ ૧ લું. ( મુંબાઈની મ્યુનીસીપલ નિશાળ માટે ઈનામી પુસ્તક તરીકે મંજુર થયેલ. ) | ૦—૬– |
| વિદ્યાર્થી માટે | ૦—૪– |
| દલપત કાવ્યની વાનગી ( પુષ્પ ૨ જું ) (થોડીક નકલો) | અમુ |
| * કવિ–વાણી ભા. ૧ ( પુષ્પ ૩ જું ) | ૦—૩— |
| * ,, ,, ,, ૨ ( પુષ્પ ૪ થું ) | ૦—૫— |

---

* વિદ્યાર્થીને અરધે આને તથા સાહિત્ય સભાના સભ્યને એક આના ઓછે મળશે.